# અંગાર

( સામાજિક નવલિકાઓ )

પ્રયોજક :
રમણિકલાલ જયચંદભાઈ દલાલ

પ્રકાશક :
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ફુવારા સામે : ગાંધી રોડ : અમદાવાદ.

મૂલ્ય સવા રૂપિયો.

# નિવેદન

મારા છેલ્લા પ્રકાશન 'લક્ષ્મીનાં બંધન'માં મેં ન લખાવી પ્રસ્તાવના કે ન લખ્યું નિવેદન. કેટલાકને એ વાત વિચિત્ર લાગી. પરંતુ હેતુપુરઃસર જ તેમ કરવામાં આવ્યું હતુ અને એ હેતુ થોડે ઘણે અંશે પાર પણ પડ્યો જ.

પ્રસ્તાવના કે ઉપોદ્‌ઘાત ન જ લખાવવો એવો તો હવે ઘણા સાહિત્યરસિકોનો મત થઈ ગયો છે. પ્રસ્તાવના કે નિવેદન આપવાથી ઘણી વાર અર્થનો અનર્થ કરી નાંખવામાં આવે છે. સમાલોચકો એ પ્રસ્તાવના ને નિવેદનમાંથી જ બે ચાર વાક્યો તફડાવી પોતાનું કર્તવ્ય ખતમ થયું માને છે ને મોટે ભાગે તેઓ પુસ્તક વાંચવાની પણ તસ્દી લેતા નથી. એવા સમાલોચકોને 'લક્ષ્મીનાં બંધન'માં પ્રસ્તાવના કે નિવેદન ન જોવાથી મુઝવણ વેઠવી પડી. કેટલાક છિદ્રાન્વેષીઓએ કલ્પનાના ઘોડા પણ દોડાવ્યા. છતાં ય એકંદરે પરિણામ સારૂં જ આવ્યું છે. સમાલોચનાને ધર્મકૃત્ય લેખનારે પુસ્તક વાંચવાની તસ્દી લીધી એટલે પ્રયાસની સાચી કદર પણ થવા પામી છે.

આ વાર્તાસંગ્રહ માટે પણ હું એક શબ્દ ઉચ્ચારવા માગતો નથી. વાર્તાશોખીનો આ સંગ્રહ જરૂર વાંચેઃ સમાલોચકો પણ એવી તસ્દી લે. પછી જે અભિપ્રાય આવશે તે જરૂર આદરપાત્ર નીવડશે જ. સાચી રચનાત્મક સમાલોચના માટે તો કલમ હાથમાં લીધી ત્યારથી અધીરાઇ દાખવી છે ને કાંઇ પણ પ્રગતિ જણાતી હોય તો તે સન્મિત્રોના એવાં સૂચનાઓને જ આભારી છે. એવો સહકાર સાધીને જ અંતિમ ધ્યેયને એક દિવસ પહોંચી વળવાની અભિલાષા છે.

ગુજરાતી લેખકો પુસ્તક પ્રકાશન દ્વારા નિર્વાહ ચલાવી

શકે એવો વખત આવવાની તો હજી ઘણી યે વાર છે. અત્યારે તો લેખકો પોતાનાં પુસ્તકો પ્રગટ કરાવવાની પણ શક્તિ ધરાવતા નથી કોઇ કોઇ હિંમત કરે છે તે પણ પુસ્તકોનો હજી પૂરતો ઉપાડ ન હોવાથી એક બે પ્રકાશન પછી થાકી જાય છે. વળી લેખકોનું કામ પુસ્તક વેચવાનું ન હોવાથી ઇચ્છા હોવા છતાં પણ તેઓ એ દિશામાં સફળ થઈ શકતા નથી.

મારા છેલ્લા વાર્તાસંગ્રહ "ધૂમ્રશિખા"ને સારો આદર મળ્યો તેથી ભાઈ શંભુલાલ જગશી શાહ આ બીજું સાહસ કરવા પ્રેરાયા. એમનું સાહસ સફળ થાય એ જ હું તો ઇચ્છું કારણ કે એ દ્વારા મારી સાહિત્યસેવાને અજબ વેગ મળે છે. વળી પ્રકાશકોની ચૂંસણનીતિ એમણે ગ્રહણ નથી કરી એટલે જ તે ફાવે છે ને ફાવશે. મારી ઇચ્છા મુજબ સારામાં સારી વાનગી ઓછી કીંમતે જનતાને આપવા તેઓ હંમેશાં તૈયાર રહે છે. એ સહૃદયતાનું પરિણામ અવશ્ય સારૂં આવશે જ.

એક વાત દરેક વખતે કહેવાની રહી જાય છે. 'ધૂમ્રશિખા' 'લક્ષ્મીનાં બંધન' ને 'અંગાર' એ ત્રણે મારાં પ્રકાશનો ભાઇ સોમાલાલ શાહે કલામય 'કવર ડીઝાઇનો'થી શોભાવ્યાં છે ને મારી માગણીને હર વખતે સહૃદયતાથી તેમણે ઉપાડી લીધી છે. એમનો એ સહકાર ભૂલ્યો ભૂલાય તેમ નથી જ.

અંતે પ્રખર લેખક હોવાનો દાવો કર્યા સિવાય શક્તિ અનુસાર ગુજરાતી જનતા સમક્ષ રસથાળ પીરસવાનો મારો પ્રયાસ ચાલુ જ છે : વાચકોની અમીદૃષ્ટિથી એ અખંડ રહે એટલી જ પરમકૃપાળુ પરમેશ્વરને પ્રાર્થના કરી વિરમીશ.

અક્ષય તૃતીયા : ૧૯૮૯
જયનિવાસ લાખીયાની પોળ
ખાડિયા : અમદાવાદ.

રમણીકલાલ જયચંદભાઇ દલાલ

શકે એવો વખત આવવાની તો હજી ઘણી યે વાર છે. અત્યારે તો લેખકો પોતાનાં પુસ્તકો પ્રગટ કરાવવાની પણ શક્તિ ધરાવતા નથી કોઇ કોઇ હિંમત કરે છે તે પણ પુસ્તકોનો હજી પૂરતો ઉપાડ ન હોવાથી એક બે પ્રકાશન પછી થાકી જાય છે. વળી લેખકોનું કામ પુસ્તક વેચવાનું ન હોવાથી ઇચ્છા હોવા છતાં પણ તેઓ એ દિશામાં સફળ થઈ શકતા નથી.

મારા છેલ્લા વાર્તાસંગ્રહ "ધૂમ્રશિખા"ને સારો આદર મળ્યો તેથી ભાઈ શંભુલાલ જગશી શાહ આ બીજું સાહસ કરવા પ્રેરાયા. એમનું સાહસ સફળ થાય એ જ હું તો ઇચ્છું કારણ કે એ દ્વારા મારી સાહિત્યસેવાને અજબ વેગ મળે છે. વળી પ્રકાશકોની ચૂંસણનીતિ એમણે ગ્રહણ નથી કરી એટલે જ તે ફાવે છે ને ફાવશે. મારી ઇચ્છા મુજબ સારામાં સારી વાનગી ઓછી કીંમતે જનતાને આપવા તેઓ હંમેશાં તૈયાર રહે છે. એ સહૃદયતાનું પરિણામ અવશ્ય સારૂં આવશે જ.

એક વાત દરેક વખતે કહેવાની રહી જાય છે. 'ધૂમ્રશિખા' 'લક્ષ્મીનાં બંધન' ને 'અંગાર' એ ત્રણે મારાં પ્રકાશનો ભાઇ સોમાલાલ શાહે કલામય 'કવર ડીઝાઇનો'થી શોભાવ્યાં છે ને મારી માગણીને હર વખતે સહૃદયતાથી તેમણે ઉપાડી લીધી છે. એમનો એ સહકાર ભૂલ્યો ભૂલાય તેમ નથી જ.

અંતે પ્રખર લેખક હોવાનો દાવો કર્યા સિવાય શક્તિ અનુસાર ગુજરાતી જનતા સમક્ષ રસથાળ પીરસવાનો મારો પ્રયાસ ચાલુ જ છે: વાચકોની અમીદૃષ્ટિથી એ અખંડ રહે એટલી જ પરમકૃપાળુ પરમેશ્વરને પ્રાર્થના કરી વિરમીશ.

અક્ષય તૃતીયા : ૧૯૮૯
જયનિવાસ લાખીયાની પોળ
ખાડિયા : અમદાવાદ.

રમણીકલાલ જયચંદભાઇ દલાલ

# અનુક્રમણિકા





સૂર્યાસ્ત થવાની તૈયારી હતી છતાં ય રસોડામાં સવારનાં વાસણ પડયાં હતાં: માલતીએ નહોતું કાંઈ ખાધું કે નહોતું કાંઈ કામ કર્યું. દૂધવાળો પણ બૂમો પાડી પાડી થાકયો: અંતે બહાર ચોકડીમાં પડેલા ગમે તેવા લોટામાં દૂધ મૂકી પસાર થઈ ગયો. કામ કરનારી પણ માલતીની વિહ્વલ દશાનો લાભ લઈ છટકી ગઈ. આદુ મરચાં પણ સમાર્યાં નહિ. કોઠાર ઉઘાડો જોઈ ત્યાં પડેલું ખાવાનું પણ ઉપાડતી ગઈ.

છતાં ય માલતી તો બારી આગળ બેસી જ રહી. શેરી તરફ શૂન્ય નજર ફેંકી રહી, દૂર દૂરના મેદાનમાં આવેલા તળાવે હજી પણ લોકોની અવર જવર ચાલુ હતી. કોઈ બૈરાં પાણી ભરતાં તો કોઈ ધોતાં. સાલ્લાના મેલ સાથે ધોકણાનું સત્ત્વ પણ ધોવાઈ જતું ભાસતું. એક નાનું બાલક એની માતાની પીઠે અઢેલી ઊભું હતું. બીજાં કેટલાંક બાલકો પાણીમાં ધીંગામસ્તી કરી રહ્યાં હતાં. આમ તેમ ઘૂમી તલાવના પાણીને ડહોળું બનાવતાં એ જોઈ પેલું બાલક હસતું. તલાવની સામી બાજુએ ધોબીનાં ઝુંપડાં હતાં, ત્યાં પણ થોડાં બાલકો ટોળે મળ્યાં હતાં. કબુતરને ભેગાં કરી દાણા નાંખતાં; વચ્ચમાં ઊડી આવતા કાગડાઓને હોકારા કરી ઉરાડતાં. કેટલાક વિદ્યાર્થીઓ હાથમાં દફતર પકડી રમતા રમતા, શાળામાંથી ઘેર આવતા હતા. કોઈ અંદર અંદર લઢતા ને બૂમો

પાડતા. એમ આખું ય વાતાવરણ બાલકોના કિલકિલાટથી ગાજી રહ્યું હતું છતાં ય માલતીના મુખ પર આનંદની રેખા પણ ફરકતી નહિ. એના નયનમાં નીર ઉભરાયાં હતાં. છેવટે આંસુ લુછી તે પથારી આગળ ગઈ. નિદ્રાધીન બાલકને ગાઢ આલિંગન દીધું. ફરીથી અશ્રુ ઉભરાયાં. બાલકનું વદન ભીંજાયું. તે ઝબક્યો. નિદ્રામુક્ત થયો. માતાનું આંસુભર્યું ખિન્ન વદન જોઈ તે એના ગળે બાઝી પડયો. અશુભ શંકાથી તેને ધ્રાસકો પડયો, "બા! બા! તું કેમ રડે છે?" તે બબડ્યો, "મને બીક લાગે છે." બાલકને ભૂલાવામાં નાંખવા માલતીએ હસવાનો પ્રયત્ન કર્યો પણ એમ કરવા જતાં તો ઊલટી તે જોરથી રડી પડી. બાલક પણ નિરાશ થઈ રડવા લાગ્યો.

માલતી સાવધ થવા ખૂબ જ પ્રયત્ન કરી રહી હતી. એવામાં કોઈનાં ત્વરિત પગલાં સંભળાયાં. મધુકર ઘેર આવી પહોંચ્યો હતો. આવતાં વેંત જ તે ગાજી ઊઠયો હતો. આવતાં વેંત જ તે ગાજી ઊઠયો, "આ શું તોફાન થવા માંડયું છે? બારણું બેફાટ ઉઘાડું પડયું છે. બિલાડીએ દૂધનો લોટો ઊંધો વાળ્યો છે ને મા દીકરો શીયાવીયા બની બેસી રહ્યાં છો!!!"

બીજે પ્રસંગે માલતી શરમાઈ ગઈ હોત. પરંતુ આજે તે જુદી જ ધૂનમાં હતી. "બાલક સાથે બેઠી એમાં ગુનો થઈ ગયો?" તે રોષમાં જ તડૂકી, "મારા બાલક સાથે હું તો રોજ બેસવાની. મને ના કહેનાર કોણ છે?"

પત્નીનો રોષ જોઈ મધુ તો આભો જ બની ગયો. "ભલે" તે જરા નરમ પડયો, "આજે ભાઈને ત્યાં બાલકોને મોકલ્યાં છે કે?" તેણે વાત બદલી.

"હા." માલતીએ ટુંકો જ ઉત્તર દીધો.

"અશુને જોઈ તારી ભાભીએ શું કહ્યું?" મધુએ આતુરતાથી પૂછ્યું.

"મેં બચુને નથી મોકલ્યો." માલતી ઘડી ભર મુંગી રહી બોલી, "એ ઘણો જ નાનો છે. એનાથી એટલું શી રીતે ચલાય? છોકરીઓ ને બલવંત ગયાં છે."

હવે મધુનો મીજાજ ગયો, "જ્યારે હોય ત્યારે તારી મૂર્ખાઇ મટવાની જ નહિ." તે ગાજી ઉઠયો, "તારા બચુને ચાલવાનું કોણે કહ્યું હતું? એમણે નોકર મોકલ્યો હતો કે નહિ?" એ લોકો બચુને જોવા જ આતુર હતાં છતાં ય તેં બચુને મોકલ્યો નહિ. આપણે જાતે બાલકોને ત્યાં મોકલવાં જોઇએ તેને બદલે બાલકો ત્યાં ન જાય એમ તું કેમ કરે છે? એ તારાં જ સગાં છે. શ્રીમંત છે. એમને એકાદ બાલક ગમી જાય તો—"

"ગમી જાય!" માલતી વચમાં જ બોલી ઉઠી, "હા. હું બધું ય સમજું છું. એમ રોજ મને મૂર્ખ બનાવશો નહિ. તનના બાલકને વેચવાની વાત કરતાં શરમાતા નથી? બચુ મારો પણ પુત્ર છે. હું તેને કોઈ કાળે પણ વેચવા દેનાર નથી. તમારાથી થાય તે કરી લેજો. તમે નથી જ ફાવવાના એ નક્કી માનજો."

મધુનું મુખારવિંદ સફેદ પૂણી જેવું બની ગયું. આમ અણધાર્યું પકડાઇ જવાશે એમ તેણે ધાર્યું નહોતું. જરા પણ ગંધ આવવા દીધા સિવાય એણે પોતાની બાજી પાર પાડવાની આશા રાખી હતી. માલતી લક્ષ્મીની લાલચમાં લપટાશે એમ તેણે માન્યું હતું. પોતાની અનેક મુશ્કેલીઓ વર્ણવી માલતીના દિલમાં દયાસંચાર કરવાની મધુની ઇચ્છા હતી, પરંતુ એના પાસા અવળા પડ્યા. હવે પત્નીને શાન્ત કર્યા વિના એને છૂટકો જ નહોતો. તે માલતીની નજીક આવ્યો. એનો હાથ તેણે પોતાના હાથમાં લીધો, "તું ભૂલે છે, વહાલી!" ગુમાવેલી બાજી તેણે ધીરજથી ફરી ખેલવા માંડી, "બાલક તો આપણું જ છે.

એની ના પાડી શકે તેમ કોણ છે? માત્ર એ તેના મામા સાથે રહે તો એનું ભવિષ્ય સુધરે. મા ને મામા વચ્ચે કાંઈ વહેંળો આંતરો છે? તું પણ એ જ ઘરની છે. તારા ભાઈ નિઃસંતાન મરી જાય તો એનો વારસો તારાં બાલકો જ મેળવે ને? એ બધી મિલકત તો તારા બાપની છે. તારાં બાળકોને એ મળે એમાં ખોટું શું?"

"મારા પિતાએ મને એક પાઇ પણ આપી નથી." માલતીએ પડી ગયેલા અવાજે જવાબ વાળ્યો.

"મારે કોઈની યે કૃપા યાચવાની જરૂર નથી. મારા ભાઈને સંતાન નથી એટલે એને ઓટલે ચઢી હું ભીખ માગું? એની મીલકત મેળવવા મારા બાલકને વેચું? મૃત્યુ પછી એમની ભલે અવગતિ થાય; વંશ ન રહે તો લક્ષ્મી સાચવવા એ ભલે નાગ થઈ ફરે; હું કાંઈ કસાઈ નથી તે હાડમાંસ વેચું."

૨

સાત વર્ષ પહેલાંની વાત માલતીને અત્યારે સાલી રહી હતી. એના પિતાને માત્ર બે જ બાલકો હતાં. એમનું કુટુંબ શ્રીમંત હતું. દરેક બાબતમાં ભાઈ બહેનના સરખા જ ભાગ પડતા. મનહર ને માલતી બંને એક જ શિક્ષક પાસે શીખતાં: એક જ ગાડીમાં સાંજે ફરવા જતાં; નાટક સિનેમા કે સરકસ પણ સાથે જ જોતાં. માલતી પુત્રી હતી એ કારણે એની કદી પણ અવગણના થતી નહિ. બાલકોને સમાન લેખવાનો કુટુંબનો કાયદો હતો. એના ભાઈના મિત્રો એના મિત્રો હતા. એની સખીઓ મનહરને પણ ભાઈ જ સમજતી: એક બીજા સાથે ભળતાં કોઈ કોઈને અટકાવતું નહિ. મનહર ને માલતી ઉલ્લાસમાં જ ઉછર્યાં હતાં.

મધુના આગમન પછી બાજી સહેજ પલટાઈ એકાએક માલતી સંકોચ અનુભવવા લાગી. મધુમાં મિત્ર કરતાં જુદા જ પ્રકારની ભાવના ભરી હતી એમ માલતીને લાગતું. મધુનાં નયનમાં કાંઈ અજબ જાદુ જણાતાં. એના વચનમાં ઊંડું રહસ્ય સમજાતું. નાનપણથી માલતીને ખૂબ જ લાડ લડાવવામાં આવ્યાં હતાં. એની ઇચ્છાઓ પૂરવા પૈસો પાણીની માફક વેરવામાં આવ્યો હતો. એના સુખ માટે હરેક સામગ્રી હાજર કરવામાં આવતી છતાં ય મધુના આગમન પછી એનો ઉલ્લાસ અનેરો જ બની ગયો. મધુની માયાએ કામણ કર્યાં. ભૂત ભવિષ્ય ને વર્તમાન ભૂલી જઈ એ ગરીબ અનાથ પ્રણયી સાથે જીવન જોડયું હતું. એ પળ માલતીના દિલમાં તાજી જ હતી. એના પિતા ને ભાઈ તો રોષથી ધુંધવાઈ જ ગયા. ભિખારીની તૃષ્ણા જોઈ એ લોકો આભા જ બની ગયા. તુચ્છકારથી એમણે એ દંપતીને ઘર બહાર હાંકી કાઢયાં. માલતીએ માત્ર મધુના વદન સામું જ જોયું હતું. એની વિષાદછાયાએ એના દિલને સખત બનાવ્યું હતું. એનાં વડીલોએ શ્રીમંતાઇના મદમાં એનું ભયંકર અપમાન કર્યું પરંતુ એણે એના યુવાન જીવનને વસંત લહરીએ નવરાવ્યું. મધુના અંતરનું આમંત્રણ માલતીએ ઝીલ્યું. લક્ષ્મીની એણે જરા ય પરવા કરી નહિ.

પિતાનું પગથિયું સદાને માટે છોડયું તે દિવસે કરેલો નિશ્ચય માલતી જરા ય વિસરી ગઈ નહોતી. પરંતુ વડીલો આગળ તે શરમ છાંડી શકતી નહિ. છતાં ય પોતે બાપીકું ઘર સદાને માટે છોડી જતી હતી, એ વાત તેમને સમજાવવાનું તે ચૂકી નહોતી. પોતે કદીએ પાછી ફરશે નહિ એ વાત એણે તદ્દન સ્પષ્ટ કરી દીધી હતી. એ વેળા તો મધુના મુખારવિંદ પર ગૌરવ ને ઉલ્લાસનું તેજ ચમકી રહ્યું હતું. વસંતની

આવાહ્ને જેમ મૃગદંપતી દોડી જાય એમ મધુમાલતી સંસારમાં દોડી ગયાં હતાં. એના તુચ્છ ને માયાવી વ્યવહારથી એમણે પોતાને પર માન્યાં હતાં.

બહુ દિવસો વીત્યા નહિ છતાં માલતીને જાણે નવું જ જીવન શરૂ કર્યું હોય તેમ લાગતું. પ્રથમનું જીવન એને મન સ્વપ્ન બની ગયું હતું. ત્યારે એ યૌવનઝૂલે ઝૂલતી ને જીવન એને યુવાન લાગતું.

હવે એના જીવનમાં જંજાળો વધી ને સ્વભાવમાં પણ યૌવનની મસ્તી ઓસરતાં ગંભીરાઇ આવી. ખાલી હાથે તેમણે નવજીવનમાં પ્રવેશ કર્યો. ગરીબાઈ ને અડચણોની તેમને પરવા નહોતી. એક બીજાના આત્મભોગમાં બન્ને મસ્ત બન્યાં હતાં. ઉભયની દુનિયા ઉભયમાં જ સમાઇ ગઈ હતી. લક્ષ્મી કીર્તિ વિધિને પડકારવા તેઓ તત્પર બન્યાં હતાં. સ્નેહને એમણે કેંદ્રસ્થાને સ્થાપ્યો. એની અમી છાંયડીમાં તેમણે આરામ સાધ્યો. એવા ગૌરવાન્વિત દિવસો સદા ય ટકશે એવી મીઠી આશાએ તે જીવતાં.

પરંતુ સંસારે એમના પર વેર લેવાનો નિશ્ચય કર્યો હતો. એ યુવાન દંપતીનાં કલ્પના ચિત્રો ધીમે ધીમે સાંસારિક ગૂંચવણો નીચે દબાઈ ગયાં. દિલની મધુરતાને સ્વપ્નસૃષ્ટિના વૈભવે શૃંગારી માલતીએ માળો બાંધ્યો હતો. થાકેલા સહચરની વાટ જોતી તે આખો દિવસ ત્યાં શોભતી. સ્વાગત વેળાએ પ્રેમાળ હસ્તે એના અંગની રજોટી દૂર કરવા તે અધીરી બનતી. એને બહારના જગતની પરવા નહોતી. એનું કાતીલ ઝેર મનુષ્યના મન પર જીવલેણ અસર નિપજાવી શકે છે એનું એને ભાન નહોતું. જીવનવાટે કેટકેટલી આપત્તિઓ પડી છે એનો તેને ખ્યાલ નહોતો. એના સહચરની શાન્તિ ને સુખ કયારે ને કેવી રીતે અણધાર્યાં ઉડી જશે એનું તેને જ્ઞાન નહોતું. કાળક્રમે

એને પરખાયું કે પોતાની શુશ્રૂષાથી મધુના શરીરનો થાક ઊતરતો પરંતુ એના દિલનો ભાર હલકો થતો નહિ. મધુના અંતરમાં માલતીનું સામ્રાજ્ય સંપૂર્ણ સ્થપાયું નહિ. યૌવન ને પ્રણયની માયા હજી એના દિલમાંથી છેક જ ઓસરી ગઈ નહોતી. માલતીને એ ઊણપ સાલતી પરંતુ એટલા આઘાતે હારીને તે પ્રયત્ન છોડી દે તેમ નહોતી. ચતુરાઈનો પૂરેપૂરો ઉપયોગ કરી તે ખંડે ખંડ શણગારતી; હાથે કપડાં સીવતી ને રંગતી; જૂનાં કપડાંને અક્કલનો ઓપ દેતી. પતિને કોઈ પણ રીતે સુખી કરવા મથતી. સુખી ભૂતકાળનાં મધુર સંસ્મરણો ને સુંદર ભવિષ્યની મીઠી વાતોએ તે એને રીઝવતી. મધુ કામકાજે જતો ત્યારે પણ એનામાં ઉલ્લાસ ભરવા નવા નવા ઉપાયો યોજતી છતાં ય એને રોજ નિષ્ફલતા સાલતી. મધુના દિલને સંસારી મૃગતૃષ્ણિકાઓથી વારવા માલતીનો સ્નેહ સમર્થ નહોતો નીવડ્યો, મધુ મૃગજળ પાછળ દોડતો. માલતી માટે એને ઘડીની યે ફુરસદ નહોતી.

કોઈ વાર નવું વસ્ત્ર સુંદર રીતે પરિધાન કરી માલતી મધુ પાસે જતી. મધુ એનું સૌંદર્ય પારખી આનંદે: એક બે મીઠી વાતો કરે: એ માટે માલતી રોજ તલસતી. પરંતુ મધુ જુદા જ વિચારમાં ઘૂમતો. માલતી તરફ નજર પણ નાંખતો નહિ. “જો,” તે બીજી જ વાત છેડતો, “ભાભી ને બધાં નવવધૂને જોવા જવાનાં છે. મારાં લગ્નમાં મેં કોઈને ય બોલાવ્યાં નહોતાં એટલે એ બધાં રોષે ભરાયાં છે. હું શ્રીમંતની પુત્રીને પરણ્યો એટલે એ બધાં અને ગુમાની ગણે છે. એમને શો ઉત્તર દેવો એ જ મને સમજાતું નથી. એમને અહીં બોલાવતાં પણ હું શરમાઉં છું.”

આવા અણધાર્યા વાક્પ્રહારે માલતી ઊભી હોય ત્યાં જ જડાઈ જતી. હાથે વધાવેલી ગરીબાઈ માટે મધુ હવે તેને દોષ

દે છે? એ પહેરામણી લીધા વિના આવી હતી, પરંતુ એનો આત્મભોગ મધુ માટે ઓછો હતો? મધુ સાથે એવી ક્ષુલ્લક ચર્ચામાં ઉતરવા એની જીભ જ ઉપડતી નહિ.

ગૃહિણીનું અનુપમ કર્તવ્ય બજાવી માલતી કોઈ વાર મધુ પાસે જતી. પરંતુ પ્રશંસાનાં બે વચનોની એની આશા અધૂરી જ ઊડી જતી. માલતીના સામું પણ જોયા વિના મધુ બબડતો, "આપણે હવે પરગામ જવું પડશે. આવે વેષે તારાં સગાંને મોં પણ બતાવતાં મને શરમ આવે છે. એ લોકોને પણ આપણો સમાગમ આકરો લાગે છે. મને પોતાનો ગણી આવકાર દેતાં કે જમાઇ તરીકે સત્કારતાં એમને અતડું લાગે છે. આ તે શી પીડા!!!"

પોતાનાં સગાંની મધુ આટલી પીડા શું કામ કરતો હશે એ માલતીને સમજાતું નહિ. મધુના પલટાયલા વર્તને એ વિસ્મિત થતી. એની અમોઘ શાન્તિ અલોપ થઈ જતી. ધીમે ધીમે એને સમજાવા લાગ્યું કે મધુના દિલમાં પ્રણયનાં મૂલ્ય પરવારી ગયાં હતાં. એના વિચારતરંગો સંસારી માયામાં મુંઝાઈ ગયા હતા.

એવામાં સંતાનો સાંપડ્યાં. જંજાળ વધી. ગરીબ દંપતીની કસોટી આકરી બની. એમના યોગ્ય પોષણનો પ્રશ્ન પણ ઉપસ્થિત થયો. એમનાં જીવન કેમ ઘડવાં એ કોયડો પણ મુંઝવી રહ્યો. માલતી કરતાં મધુ વધારે અકળાયો. હાથે કરીને ગરીબાઇ વહોરી લીધી હતી એટલે માલતી તો એ સ્વમાન રક્ષામાં જ સાંત્વન માનતી, પરંતુ હવે મધુને ગરીબાઇની સુગ ચઢતી. એની નાલાયકી એને સતાવતી. શ્રીમંત કુટુંબમાં એ પરણ્યો છતાં ય વિધાતાએ શ્રીમંતાઇ હરી લીધી હતી. હવે એથી એના દિલને ઘણો ઉદ્વેગ થતો.

માલતીએ બે કન્યાઓને જન્મ આપ્યો. એવામાં એના પિતા ઘણા જ બીમાર પડયા. ઘવાયલું ગુમાન વિસારી મૂકી એમણે પોતાની દીકરીનું મોં જોવાની ઇચ્છા કરી. માલતીને અનિચ્છાએ પણ પિતાની ઇચ્છાને આધીન થવું પડયું. પિતાને એ ચાહતી. પરંતુ એમણે પોતાના જીવનસાથીને કરેલા ભયંકર અન્યાયને માલતી વિસરી ગઈ નહોતી. એટલે એમની તબિયતની ખબર પૂછવા તે જતી પરંતુ તુરત જ પાછી વળતી. પણ મધુ એમ ક્યાં નભાવી લે તેમ હતો? "તું અહીં જ રહે. માવજત માટે એમને તારી જરૂર છે. બે દિવસ ઘેર નહિ આવે તો ચાલશે." વળી બીમાર સસરા તરફ વળી તે બોલવા લાગ્યો, "કશો ય વાંધો નથી. અમે અહીં રહીશું આપ સાજા થશો એટલે જઈશું." 

માલતીની આંખ ફાટી પણ મધુએ આડું જોયું. પતિના વચન પ્રમાણે એને રહેવું જ પડયું. પતિ પત્નીની સ્વભાવ ભિન્નતા એના પિતા જાણી જાય તેની માલતીને બહુ જ બીક લાગતી. એના પિતાની ઘડીઓ ગણાતી હતી એ વેળા એમને દિલગીર કરવા તે બળતામાં ઘી હોમવા બરાબર હતું.

માલતી પિતાની પથારીથી બનતાં સુધી દૂરની દૂર રહેતી. દવા કે ખાવાનું લાવવા લઈ જવામાં રોકાતી. પરંતુ ત્યાં ય મનગમતું કરવાને તે સ્વતંત્ર નહોતી. જ્યારે જ્યારે તે અંદર આવતી ત્યારે મધુ તેની પાસે જતો. કામકાજ બરાબર કરવા સૂચના કરતો: કદીક મદદ પણ કરતો. બહાર એની ભાભી હુકમ ચલાવતી. માલતી એના પિતા પાસે બહુવાર ન ટકે એની એ પણ ખાસ કાળજી રાખતી. "હવે અહીં કશું જ કામ નથી." તે અવાર નવાર કહેતી, "જા, બા! નાનું છોકરું રડી મરશે." એક બાજુ પતિ ને બીજી બાજુ ભાભી. બન્ને વચ્ચે માલતીની સુડી વચ્ચે સોપારી જેવી

દશા થતી. એક જણુ તેને પથારી આગળ જ રાખવા ઇચ્છતું: બીજું એને દૂર કરવા જ મથતું.

"માલતી!" એક દિવસે બીમાર પિતાએ પુત્રીને નજીક બોલાવી, "બેટા! તારા લગન વખતે પહેરામણા કે કરિયાવર આપ્યું નથી. અત્યારે હું કશું ય કરી શકતો નથી, પરંતુ મનહરને કહું છું કે તારે જોઈતી તમામ ચીજો મંગાવી આપે. હું મરી જાઉં તે પહેલાં બધું તને અપાવીને જ જઈશ." મધુ ને મનહરની પત્ની ત્યાં ઊભાં હતાં. સસરાના શબ્દોએ બન્નેના કાન સળવળ્યા. પરંતુ માલતીએ સ્પષ્ટ જવાબ વાળ્યો, "પિતાજી! એવી પંચાતનો આ વખત છે? ભાઈના જીવને અત્યારે કેટલો ઉચાટ હશે? આપ સાજા થઈ જાઓ. પછી બધું ય થઈ પડશે."

"ખરી વાત છે." ભાભીએ નણંદની વાત ઉપાડી લીધી, "બાપાજી! અત્યારે આપે કશા જ વિચાર ન કરવા જોઈએ" મધુ તો ત્યાં ઊભો ઊભો જ સળગી ગયો. પણ શું કરે?

માલતીના પિતાની વળતી દશા થઈ જ નહિ. એક દિવસે ઓચીંતા જ એ અવસાન પામ્યા. માલતી માટે કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કરવાની એમને તક મળી જ નહિ. માલતીને એથી નિરાંત વળી. એની ભાભીની ઇચ્છા પણ પાર પડી. માલતી ગઈ એટલે એણે છૂટકારાનો દમ ખેંચ્યો. માલતી મધુ ને છોકરાંને મનહરે નવાં કપડાં કરાવી આપ્યાં: થોડીક ભેટ સોગાદો આપી: ઘણાં ઘણાં મીઠાં વચને વસમી વિદાય દીધી.

"અમારાથી એક બે દિવસ વધારે રહેવાયું હોત તો ઠીક થાત. હજી કશું યે ઠેકાણું પડયું નથી." ગાડી ચાલી એટલે મધુએ બોલવા માંડયું, "બીજી કેટલીક વ્યવસ્થા કરવાની પણ રહી ગઈ."

શી વ્યવસ્થા કરવાની રહી ગઈ એ માલતી ઘણી સારી રીતે સમજતી હતી. છતાં ય "એ લોકો બાકીનું આટોપી લેશે" તે કેવળ અજાણી બની બોલી, "આપણે તો પારકાં ગણાઈએ. આપણે બધી વાતોમાં માથું ન મારવું જોઈએ."

મધુએ ઉત્તર ન દીધો પણ તેને મળેલી તક તેણે એળે જવા ન દીધી. શ્વસુરગૃહના પગથિયે એક વાર તે ચઢયો એટલે તેનો પૂરેપૂરો લાભ લેવા ચુકયો નહિ. માલતી તો ભાઈને ત્યાં ભાગ્યે જ જતી. એને તો ઘડીભરની યે ફુરસદ નહોતી. ઘરકામમાં ને છોકરાંમાં એનો પાર જ આવતો નહિ. પરંતુ મધુને દિવસમાં એક વાર એ ઊમરો ઓળંગ્યા વિના ચાલતું નહિ. દરરોજ તે બધાંની ખબર પૂછતો ને મૃત્યુ પહેલાં શ્વસુરે એને સંપૂર્ણ માફી બક્ષી હતી એ વાત વારંવાર યાદ કરાવતો.

પોતાનાં સગાં તરફ મધુને એકાએક વહાલ ક્યાંથી ઊભરાઈ આવ્યું એ માલતીને પ્રથમ તો ન સમજાયું. પરંતુ એ સમજી ત્યારે તેને વજ્રપાત થયો. પતિની સ્વાર્થદષ્ટિએ તે ખાવાપીવાનું પણ ભૂલી ગઈ. તેની આંખોમાંથી નિદ્રા ઊડી ગઈ. મનહર એના બાલકને દત્તક લે એવો તરંગ મધુને ઉદ્ભવ્યો હતો. એટલે માલતીને પોતાના બાલકને બચાવવાની જ ઝંખના લાગી હતી. બાલકની વય માત્ર દોઢ જ વર્ષની હતી. એક રાત પણ એની માતાથી એ છૂટો પડયો નહોતો. ઊંઘમાં પણ તે ગબડતો ગબડતો એની માતાની ગોદમાં લપાઈ જતો. પડખે બાલક ન હોય તો માલતીને પણ ઊંઘ આવતી નહિ. એક હાથ તેના પર મૂકીને જ તે નિદ્રાધીન થતી. નિદ્રાધીન અવસ્થામાં પણ તે બાલકની સંભાળ રાખવા ચૂકતી નહિ. દિવસે બાલક ઊંઘતું એટલો વખત એને શૂન્યકાર ભાસતો. આરામની ઘડીએ બાલક પાસે

ન હોય તો તેને ઉણપ સાલતી. હાથમાં બાલક ન ઝૂલતું હોય તો હાથ ખાલી લાગતા ?

એવા બચ્ચા વિના ઘડી પણ કેમ ચાલે ? બાલક તો માલતીના અસ્તિત્વનું મધ્યબિંદુ બની રહ્યો હતો. સંસારની ઘટમાળે એના પતિને ઝૂંટવી લીધો હતો. એટલે સંતાનો જ એકલાં તેનાં આશ્વાસન હતાં. એમને ગુમાવી બેસવાનું એમે પાલવે ?

૩

આખો દિવસ માલતીએ બાલકના જ વિચારો કર્યા હતા. પોતાની ચોમેર બાલકો વીંટળાઇ વળ્યાં હોય એવો તેને ભાસ થતો. શેરીમાં કે તલાવ પર રમતાં બાલકોમાં એ પોતાના બાલકની જ પ્રતિકૃતિઓ નીહાળતી. છેક નાનાં બાલકમાં તે બાલકની પ્રથમાકૃતિ કલ્પતી. મોટાં બાલકમાં પોતાનાં સંતાનની ભાવિ છબી નીહાળતી. મનુષ્યત્વના વીર આદર્શ પાર પાડવાના મનોરથો સફળ થશે ?

મધુના પાસા અવળા પડયા છતાં ય ધારેલી બાજીમાં એ ઠીક ફાવ્યો હતો. પત્નીએ પકડી પાડયો એથી એ અકળાતો છતાં ય હાથ ચઢેલી બાજી છોડી દેવા એનું દિલ ચાલતું નહિ. નમ્રતાથી અર્થ સરે તેમ ન લાગવાથી તેણે સખ્તાઇથી કામ લેવા માંડયું. “હવે એમ કુમળાં થયે ન પાલવે.” તેણે શરૂઆત કરી, “પહેલાંના વખત ગયા. તારે માટે સાંસારિક પ્રગતિની બધી ય ઊર્મિઓ મેં નેવે મૂકી પણ એથી કાંઈ વળ્યું નહિ. દુનિયામાં પૈસા મેળવ્યા વિના છૂટકો જ નથી. લક્ષ્મીવિહોણો માણસ માણસ ગણાતો નથી. બીજાના કચરા પર નભવાનું પાલવે કેમ ? આપણી વાત જુદી જ હતી. પરંતુ આપણાં સંતાનોને જુદી જ રીતે ઉછેરવાં જોઈએ. એમને માટે હું ગમે તે કરવા તૈયાર છું.

તું મોટી મોટી વાતો કરે છે પણ બાલકોના નિર્વાહનું શું? હું ન હોઉં તો તમારી શી વલે થાય?"

"એકાદ બાલક વેચી બધાનું પૂરું નહિ કરી શકો." માલતીએ ટુંકો જ જવાબ વાળ્યો. "તમે મરદ છો. સંકટો સામે લઢવાનું તમારે વધુ સામર્થ્ય ધરાવવું જોઈએ."

"તું તો જૂના જમાનાની વાતો કરે છે. અત્યારે તો આવી બાબતો રોજ બને છે. હું બાલક વેચું છું એમ તું કેમ કહે છે? સરલમાં સરલ રીતે હું એને શ્રીમંત બનાવવા પ્રયત્ન કરું એમાં ખોટું શું? હું એનું ભવિષ્ય બગાડતો તો નથી ને?

"પણ એના વિના મારું શું?" માલતીએ રાડ નાંખી. "એને ઉછેરવાનું હું તમને નથી કહેતી. માત્ર એને મારી પાસે રહેવા દો. એને માટે હું ઘેર ઘેર ફરી ભીખ માગતાં પણ નહિ શરમાઉં."

"સ્નેહની ખોટી બડાઈઓ હાંકવી જવા દે." મધુએ હસીને મહેણું માર્યું, "બાલક માટે આટલો ય આત્મભોગ ન આપી શકે એ માતાના વર્તનમાં સ્વાર્થ સિવાય બીજા શાની ઝાંખી કરાય? એને માનું હેત ન કહેવાય. બાલકની ઉદય ઘડી આવી ઊભી છે ત્યારે તું એને ભીખારી બનાવવા નીકળી છે, એ મોટો થશે ત્યારે તને શું કહેશે?"

સીધી ટકોરથી માલતીનું મોં જ સીવાઈ ગયું. "તમે સાચું કહો છો." થોડી વાર વિચારી તે બોલી, "બાલકને મારા પડખે રાખવાનો આગ્રહ કરવામાં હું સ્વાર્થી ખરી જ." એની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. એના પતિના વેણમાં છૂપાયલું કઠોર સત્ય એને પ્રત્યક્ષ થયું. અત્યારે પણ બાલકનું પોષણ કરવાની એનામાં શક્તિ નહોતી તો પછી એના ઉજળા ભાવિને શા માટે બગાડવું? એની પાસે લક્ષ્મી

નહોતી: વિદ્યા નહોતી. બાલક માટે એ શું કરી શકે તેમ હતી? પતિના ઘર સિવાય એને કોનો આશ્રય હતો? બાલકને લઈ એ ક્યાં ભાગી જાય? પતિનું ઘર ત્યજે કે ભૂખમરો ને મૃત્યુ ઘુરકવા લાગે. એનાં સગાં તો હવે એનાં રહ્યાં નહોતાં. એની મદદ યાચવા જવાય? બદલામાં એ લોકો બાલક માગે તો!!!–

માલતીએ બાલકને છાતી સરસું ચાંપી રાખ્યું. એના પર ચુંબનનો વરસાદ વરસાવ્યો. એના દિલમાં સ્વાર્થ ભર્યો હતો કે સ્નેહ: એનો સાક્ષી માત્ર પ્રભુ જ હતો.

"સાચ્ચું કહો!" એકાએક ઊભા થઈ માલતીએ મધુનું કાંડું પકડયું, "તમે આ બાલકને ચાહો છો? ખરું કહો છો?"–

"તને શંકા રહે છે?" મધુએ સામો પ્રશ્ન કર્યો.

"તમે મને ય હજી ચાહો છો?" માલતીએ એના પ્રશ્નની પરવા કર્યા વિના બીજો પ્રશ્ન કર્યો.

મધુનું દિલ ધવાયું. માલતી આવા પ્રશ્નો શું કામ પૂછતી હશે? "મેં તને દુભવી છે." માલતીને ચુંબન કરી મધુ બોલ્યો, "પણ મારા સ્નેહમાં શંકા ન આણીશ."

"મને તો શંકા છે જ નહિ" માલતીએ દિલની વાત કરી, "મારે તો તમારી પાસે એક માગણી કરવી છે. તમે સોગંદ ખાઈ મને કહો કે તમે મારી માગણી ઉવેખશો નહિ. મારું વચન રાખો. હું બાલક તમારે હવાલે કરીશ."

"પણ તારી માગણી જાણ્યા વિના હું શાનું વચન આપું?" મધુએ આનાકાની કરી.

"કાંઈ ભારે વાત નથી." માલતીએ ટુંકું કર્યું.

"કબુલ." બાલકના કપોલ પર હાથ મૂકી મધુએ પ્રતિજ્ઞા કરી.

"હું કાલે કહીશ." માલતી પસાર થઈ ગઈ.

૪

રાત્રે માલતીએ બીજાં બાલકોને મધુ પાસે સુવાડયાં. માત્ર નાના બચુને જ પોતાની પથારીમાં રાખ્યો.

"તું જુદી કેમ સુવાની છે? બા!" મોટાં બાલકોએ પૂછ્યું.

"બચુની નવી મા એને લઈ જવાની છે." માલતીએ બાલકોને ચૂમી લઈ ઉત્તર દીધો, "એટલે આજની રાત મારી સાથે એ એકલો જ રહેશે."

"એમ કેમ?" બા! બીચારાં બાલકો મુઝાઈ ગયાં, "બચુને વળી નવી મા ક્યાં છે? બચુની બા તો તું!!!"

"ના. બેટા!" માલતી બોલી, "પ્રભુએ ભૂલથી બચુને મારી પાસે મોકલ્યો. હું એની માતા નથી. એની માતા બીજી છે. હવે તે બચુને લઈ જવાની છે."

"હું બચુને લઈ નહિ જવા દઉં." માલતીની મોટી છોકરીએ વિરોધ દર્શાવ્યો, "પત્થર લઈ બારણામાં જ ઊભી રહીશ. બચુને લઈ જવા કોઈ આવશે તો એનું માથું જ ભાંગી નાંખીશ."

"અરે! પણ બાપુજી જ એને ક્યાં ય ભગાડી મૂકશે." બીજી બાલિકાએ ટેકો આપ્યો.

આ બાલકોને શી રીતે સમજાવવાં તેની માલતીને સમજ પડી નહિ. "એમ ના બોલીએ, બહેન!" એણે બાલકોને વાર્યાં, "એ તો બચુને ખૂબ લાડ લડાવશે. સારું સારું ખાવાપીવાનું આપશે. તમને પણ એમાંથી ભાગ મળશે. ચાલો, હવે સુવાડી દઉં.' બાલકોને લઈ માલતી જાતે એમને સુવાડી આવી. "એમની ખબર રાખજો." પાછા વળતાં તેણે મધુને સૂચના કરી "આજની રાત હું બચું જોડે એકલી રહીશ."

ઉંઘતા બાલકને છાતી સરસો ચાંપી તે પથારીમાં પડી. એ બાલક વિના એના દિવસો કેમ જશે? બાલકની આયા બનીને પણ તે એની પડખે ન રહી શકે? પોતાના જ ભાઈને ત્યાં આયા!!!–એ બને જ કેમ? બાલક વેચી તે લક્ષ્મી ભોગવવા આવી છે એમ જ સહુ કોઈ કહે. વળી પોતાના બાલકને પારકું ગણવા પણ કેમ દેવાય? એનાથી એ દૃશ્ય સહન પણ શી રીતે થાય? પોતાના બાલકને પણ હવે તે સ્વેચ્છાએ રમાડી નહિ શકે. પોતાનું બાલક પારકું બની જશે! એને ઉછેરવાનો કે એનું ભાવિ ઘડવાનો માલતીને બીલકુલ હક્ક રહેશે નહિ. બાલક કાંઇ રમકડું નહોતું: માલતીનું પોતાનું અંગ હતું: લોહી હતું: એના જ આત્માનો અંશ હતું. એનાથી એક ક્ષણ પણ તે શી રીતે અળગી થઇ શકે? પોતાની કૃતિ પ્રત્યે પોતે જ બેદરકાર કેમ બની શકે?

છતાં ય માથું ઉંચકી જે ઘરમાંથી તે ગૌરવભેર બહાર પડી હતી એ ઘરને પગથારે દયામણે મોંએ પાછી ફરવાની શરમ એ કેવી રીતે વેઠી શકે? એનો પતિ આત્મગૌરવ સાચવી શકયો નહિ માટે એ પોતાના આદર્શોને તિલાંજલિ આપે? માલતી તો એક ઘડી પણ એ વિચાર સહન કરી શકતી નહિ. શરમ ને વિષાદથી માલતીને બચાવવા મધુ અશક્ત નીવડયો હતો. પરિશ્રમથી બચવા એણે અવમાન આવકાર્યું હતું. એટલી વાત જ માલતીના દિલને છૂંદી નાંખવા બસ હતી.

બાલક તો મોટું થશે ત્યારે બધું ય જાણશે. કદાચ તે ગરીબાઇની દયા ખાશે. પરંતુ ક્ષુલ્લક લક્ષ્મી માટે પોતે ત્યજાયો હતો એ વાતની તે કદી ક્ષમા નહિ કરે.

ત્યારે કરવું શું? બિચારી માલતી! એને કોણ સલાહ

આપે ? આડે આવી બાલકને લક્ષ્મીમંદિરે ન ચઢવા દે તો એ જ ભવિષ્યમાં માલતીને દોષ ન દે ? અમીરી છાંડી માતાએ ફકીરી અપાવી એ ડંખ ન વિસરાય તો ? દુનિયા એને ઠોકરે ઉડાવે ત્યારે એ જ બાલક માતા પર શાપ ન વરસાવે ? માલતીને કાંઈ ગમ પડી નહિ.

પણ ખાલી વિચારો કર્યે પણ શો લાભ ? બાલકને દુઃખમાંથી બચાવી લેવાની માલતીમાં શક્તિ નહોતી. એવી દશામાં બાલકને જન્મ આપવામાં પણ એને પાપ લાગ્યું. એનો ત્યાગ કર્યે જ છૂટકો. માલતી તો એની માત્ર ધાત્રી હતી. બાલકના પિતાની ઇચ્છા એનો ત્યાગ કરવાની હતી. ત્યાં માતા શું કરે ? માલતીને બોલવા વારો જ નહોતો.

* * *

સવારે બાલકના આક્રંદથી મધુ જાગી ઊઠ્યો. બચ્ચુને પોતાની પથારીમાં જોઈ તે ચકિત થઈ ગયો. રાત્રે શાન્તિ વળવાથી માલતી પાછી આવી હશે એમ તેણે માન્યું. નિત્ય નિયમ મુજબ બાલકને મૂકી તે નીચે ગઈ હશે.

મધુ પણ જરા નરમ પડ્યો હતો. બાલકને તેની બહેનને સોંપી તે નીચે ગયો. માલતીને બે મીઠાં વચન કહી મનાવી લેવા તેને મન થઈ આવ્યું. પરંતુ નીચે પણ માલતી નહોતી. ચોમેર શૂન્યકાર ખાવા ધાતો.

મધુએ બૂમાબૂમ કરી મૂકી. ફરીથી તે ઉપર ગયો. રાત્રે માલતી સૂઈ રહી હતી એ ખંડમાં તપાસ કરી, ત્યાં પણ કોઈ નહોતું.

માત્ર પથારી પર એક ચીઠ્ઠી પડી હતી.

મધુએ સત્વર તે ઉપાડી લીધી

"હું જાઉં છું."

—માલતીએ લખ્યું હતું—

"જન્મ આપ્યો તેને ય જાળવી શકી નહિ એટલે હવે મારે દુનિયામાં મોં બતાવવા જેવું રહ્યું નથી. તમે કહો છો કે તમે મને ચાહો છો. તમારો સ્નેહ અખંડ છે એ મારે માટે ઓછું આશ્વાસન નથી. તમે પ્રતિજ્ઞા કરી છે તે યાદ રાખજો. હું તમારી પાસે માત્ર એક જ માગણી કરું છું. બાલકો આગળ કદી પણ મારું નામ લેશો નહિ. નવી માતા જ એની ખરી મા છે એમ જ બચુને શીખવાડજો. તમે એના પિતા છો. એનો ત્યાગ કરવાનો તમને સંપૂર્ણ અધિકાર છે. હું તમારી આડે કદી પણ આવી શકું નહિ. પરંતુ આ વાત બચુને કહેશો નહિ. દૂર રહે રહે પણ એ દૃશ્યથી મને તો આઘાત જ થશે. મારા પિતાના ઘરમાંથી તમે મને ગૌરવાન્વિત મસ્તકે બહાર આણી હતી. હવે એ જ ઘરમાં બાલક વેચી નીચે મસ્તકે લક્ષ્મી ભોગવવા તમે કદી પણ પ્રવેશ કરશો નહિ. મોટાં બાલકોને કહેજો કે એમની માતા મરી ગઈ છે.

બચુનું નક્કી થઈ જાય ત્યાં સુધી મારા ગમનની વાત છૂપી રાખજો. બાઈને રજા આપજો એટલે પાડોશીઓને પણ શંકા નહિ આવે.

હવે આપણો મેળાપ!!!–લલાટે જે લખ્યું હોય તે ખરું. બાકી હું તો તમને શોધી કાઢીશ જ એવી મને શ્રદ્ધા છે. લક્ષ્મીએ આપણને છૂટાં પાડ્યાં છે: ગરીબાઈ આપણું મિલન કરશે જ."

—લિ.

સદાની આપની જ

માલતી.

એટલી જગામાં તે કોકડું વળી બેઠી હતી. ડબાના ધમકારે તાલ સાચવતાં પેલી વૃદ્ધાનાં પાસાદાર અંગો એ કૂમળી કળીમાં ખૂંપી જઈ એને પ્રવાસની લહાણ પરખાવતાં. થોડીક વારે વૃદ્ધાને એ પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો હોય તેમ જણાયું, “શું કરૂં ? બેટા !” વૃદ્ધાને બે શબ્દો કહેવા ઠીક લાગ્યા, “ઘરડા માણસને થાંભલાની માફક ટટાર બેસી રહેવું કેટલું અશક્ય હોય એ તો તું સમજે છે ને ? તારી વયની હું હતી ત્યારે દસ દસ રાતો આમ ને આમ બેસી રહેતી. આવા પરિશ્રમની તો મને જરા ય વિસાત નહોતી.” ઉતારૂઓના ધમસાણથી એ બિચારી બાલાને પહેલેથી જ અતડું લાગતું હતું ત્યાં ઉપર પ્રમાણે વચનામૃતો ઝીલવાં પડયાં તેથી તે એવી તો શરમાઈ ગઈ કે આછા સ્મિતથી જ પ્રત્યુત્તર વારી શાંત બની ગઈ.

ડબામાં બીજી બે યુવતીઓ પણ હતી. તેમના વદન પર તંદુરસ્તીની છાપ સ્પષ્ટ હતી. તેમણે આસમાની રંગનાં રેશમી પોલકાં પહેર્યાં હતાં: એમના શ્યામ મુખમંડળ સાથે બંધબેસતાં ન આવવાથી એ જરા વિચિત્ર લાગતાં. પોતાના જીવનવિષાદની વાતોમાં એ તલ્લીન બની ગયાં હતાં. અજાણ્યા સમૂહમાં પોતાની છૂપી વાતો જરા પણ ક્ષોભ વિના અવિરત વહેવરાવી તેઓ કદાચ સાંત્વન માણતાં હશે. પેલી વૃદ્ધાને પણ તેમની વાતોમાં રસ પડ્યો જણાતો હતો. એકની મા મરી ગઈ હતી. બીજીની બેન મરણ પથારીએ હતી. એકનો પતિ તેના પર ભાવ રાખતો નહિ. બીજીની સાસુ તેના પર દોર ચલાવતી. આમ વાતો ચાલતી હતી. એવામાં ડોસીમાનો નાની યુવતી પર ઓચીંતો મિજાજ ગયો “અલી ! સાંભળે છે કે ? તેં ઘરેણાં કેમ નથી પહેર્યાં ? ઘરડી તો નથી થઈ ગઈ ને ? આટલી બેદરકાર કેમ ? તારે શું દુઃખ છે તે ?”

બે આગીયાના ઉડતા પ્રકાશ ને લોખંડના તણખાના ચમકાર માત્ર આંખને આનંદતા. ધૂમાડાનાં કાળાં વાદળાં બંધાતાં ને ઉંચે ચઢતાં. અવાર નવાર થતો વીજળીનો ઝબુકો ચેતનની ચિનગારી અર્પતો: મનુષ્ય દેહમાં છૂપાઇ રહેલા જ્વલંત આત્માની ઝાંખી કરાવતો. અંધકારની ઓથે અવનિ અદશ્ય બની હતી.

બારીઓ ઉઘાડી હોવા છતાં બહાર કશું ય જણાતું નહિ. અંદર ઉતારૂઓને માંડ ઊભા રહેવાની પણ છૂટ મળે એટલી સગવડ આપવામાં પાપ મનાતું. છતાં ય સ્ત્રીઓ તો ગાઢ સખીભાવથી વાતે વળગી હતી. ગાડીની મુસાફરી એક આકસ્મિક સંયોગ જ હતો એ વાત બિલકુલ વિસરાઈ ગઈ હતી. અવનીની અવતાર લીલામાં કે મનના કલ્પના તરંગમાં પણ ફરી મળવાનો સંભવ નહોતો છતાં ય આખો સ્ત્રીસમૂહ એકતાર બની રહ્યો હતો. કાઠિયાવાડમાં ઉછરેલી એક ગુજરાતી બાઈ વાતચીતમાં ઘણો જ આગળ પડતો ભાગ લેતી. સ્વપ્ન-સૃષ્ટિમાંથી યે ઊડી ગયેલી યુવાનીમાં તે પાંથી પાડતી હશે એ સ્થાને અત્યારે સિંદૂર રેખા નજરે પડતી: એકાંત સાલી રહ્યું હોય તેમ તે પણ સ્વપ્રતિમાથી શરમાતી. એણે ખભે શાલ વીંટી હતી. અલંકારથી લાદેલાં અંગનું પ્રદર્શન કરવા એ ખાસ સંભાળ લેતી. પરંતુ દંતાવલિ વિહોણું એનું વદન છાપાળુ ને

ને રૂમાલથી વીંટી લેવામાં આવ્યું હતું. બિચારૂં કમનસીબ બચ્ચું! કપડાના વીંટાના ત્રાસથી તે દયામણી આંખો પટપટાવતું. વિરોધ દર્શાવવા રડતું તો એની માતા ગંદી શાલનાં થોડાંક વધારે થર છેક એના નાક સુધી ચઢાવતી.

વૃદ્ધાની શિખામણનો આ યુવાન બાઈ પર ઠીક પ્રભાવ પડેલો જણાયો એટલે એમની વાર્તામાં ભળવાને તે જરાક આગળ આવી. ડોસીમાએ બગાસાં ખાતાં ખાતાં તેનું દુઃખ ટાળવા આંગળાંના ટચાકા તોડતાં પ્રશ્ન કર્યો, "આને કેટલા મહિના થયા? બેન!"

'અરે માજી! એને તો દોઢ વર્ષ થયું. એને બહારનો વાયરો પણ વાવા દીધો નથી. શરદી થાય એવું કશું જ કર્યું નથી. છતાં ય એના દુઃખ આગળ દાકતરોના હાથ હેઠા પડયા છે."

"કોઈની નજર લાગી હશે!" પેલાં માજીએ ફોડ પાડયો, 'કરનાળી આગળ એક તલાવ છે. એમાં માથાબોળ નવરાવજે. એટલે આરામ થઈ જશે.' નજરને નામે કેવાં ય દર્દ થઈ શકતાં હશે: તે તો પ્રભુ જાણે. પરંતુ અધીરી માતાના મનમાં ડોસીમાની સલાહ તુરત ઠસી ગઈ. 'એમ કે? ત્યારે તો હું મીયાગામ ઉતરી પડીશ.'

'બળ્યું, તારાબેન!' માજીની બેનપણી વિજયાથી ન રહેવાયું, 'આવાં ઉંટવૈદાં શું કામ કરો છો? તાવે ફફડતું બાલક માથાબોળ નવરાવે તો શું થાય?"

પેલા તલાવની સંજીવની શક્તિ ઉપર તારાબેન એક ભાષણ આપવા જતાં હતાં ત્યાં એક નાનકડા સ્ટેશન આગળ ગાડી ઊભી રહી. તારાબેન એટલાથી ધ્યાનભંગ ન થાત. પણ તેમનો જ ડબો ઉઘાડી એક વિધવા અંદર ચઢી આવી. એક બે ટ્રંકો ને નેતરની ટોપલીઓનું પોટલું પાછળ નંખાયું. એક'

"માજી! દુઃખનો તે કાંઈ પાર છે? ગણાવે શો ફાયદો?" તે યુવતીએ બચાવ કરવા માંડયો, "મારી ભત્રીજીના લગ્નમાં હું મારે પીયેર ગઈ હતી ત્યાં કમનસીબે મારાં કેટલાંક ઘરેણાં ચોરાઈ ગયાં. મારી સાસુએ એ વાત જાણી ત્યારે એવાં તો મહેણાં માર્યાં કે કહેવાની વાત નહિ. પણ હું સામું બોલું ત્યારે ને? મફતિયાં ઘરેણાં ખોવાય તે સહુને ય સાલે. એમના દિલાસાની તો આશા જ રાખવાની નહિ. તેથી જ બાકીનાં ઘરેણાં ન પહેરવાના મેં સોગંદ લીધા છે. આવું કાંઇ થાય છે ત્યારે સાસરિયાં મારા બાપને નાહક ગાળો દે છે. મારું દિલ એથી ભેદાઇ જાય છે. એથી તો કશું ન પહેરીએ એ જ સારું."

પેલી બાલિકાના સુંવાળાં અંગોમાં ડોસીમાએ ધીમેથી પોતાના ઘૂંટણો ગોઠવ્યા, "નકલી ઘરેણાં ગોઠવી દેવાં'તાં ને? હવે તો બનાવટી માલ ઘણો ય મળે છે. શિક્ષામાંથી બચી જવાત. પૈસા આવત ત્યારે નવાં આણી મૂકી દેવાત."

"બેન!" વૃદ્ધાની ઓળખીતી એક બીજી બાઇ વચમાં બોલી ઊઠી, "તમેં તો લોકોને અજબ શીખામણ આપતાં જણાઓ છો. પ્રવાસમાં પણ તમને નીરાંતે બેસી રહેવું પાલવતું નથી." "બીજાનાં દુઃખ જોઈ મારું હૃદય ચીરાઈ જાય છે. દુઃખને લીધે કોઈ આંસુ પાડતું હોય ત્યારે સલાહ આપવાની મારી ફરજ નહિ?" ડોસીમાએ બચાવ કર્યો, "પ્રભુએ મને ઉંમર ને અનુભવ આપ્યો તો મારે બીજાને મદદ ન કરવી? મારી પાસે તો બધા ય દુઃખના ઇલાજ છે."

ટોળામાં એક નાની માતા પણ હતી. પાટલીને છેક ખૂણે તે બેઠી હતી. એના ખોળામાં એક માંદું બાલક પડયું પડયું કાંરતું હતું. પુરાણા નગરની ખાઈ જેવી એક મોટી વાળી એના નાકને શૃંગારતી. જરા મોટા પડતા ગરમ પોલકા ઉપર તેણે સુતરાઉ સાડી ઓઢી હતી. પેલા છોકરાને તો ગરમ ઝભલાં

"હા. બેન! પાંચ પાંચ બેનોને પ્રભુએ આ નાનકડો ભાઈ આપ્યો છે. પણ વેરી વિધાતાને માણસનું સુખ ક્યાં વેઠાય છે? એ એકાદ વર્ષનો થયો ત્યાં પ્રભુએ એના બાપને બોલાવી લીધા.

માયાળુ તારાબેને સહાનુભૂતિથી કપાળ કુટ્યું. "ગ્રહદશા અવળી હશે. બેન! આવા વખતમાં પાંચ પાંચ માંડવાની પીડા ઓછી છે? પણ બેન! આ છોકરીને હજી પરણાવી નથી?"

"તારાબેન!" તાજો ઉમળકો જોઈ વિજ્યા અકળાઈ "જવા દો ને પારકી પંચાત." પરંતુ તારાબેન વિજ્યાને સાંભળે એવાં ક્યાં હતાં? જરા પણ થંભ્યા વિના તેમણે ચલાવ્યું, "પારકી પીડા કરવાનું શાસ્ત્રોનું ફરમાન છે. દુખિયાંનાં દુઃખ લેવાં એ ઓછું પુણ્ય છે?"

તારાબેનના ઉન્નત વિચારો જોઈ કાશીની બા ગળગળી થઈ ગઈ. "ખરૂં કહ્યું બેન! બે દુખિયાં મળે તો વાતો કરી દિલનો ભાર હળવો કરે. હું આ છોકરી માટે જ બહાર નીકળી છું. એના બાપ નહિ ત્યારે મારે બીજાના પગ લુછવા પડે ને? એક સારી જગાની ભાળ મળી છે. પણ આપણી ગરજ એટલે આપણે છોકરીને લઈ સામે જવાનું. જેના ભોગ લાગ્યા હોય તેને પુત્રીનાં પાનાં પડે."

પરોક્ષ કટાક્ષથી કાશીનાં નયન જરાક ઉચકાયાં. પણ પલકમાં જ પૂર્વવત્ બની ગયાં. એમાં નહોતી અભિમાનની ખુમારી કે નહોતી અશ્રુની ચમક. એની માતાનાં કટુ વચનોને પાછાં વાળવાં વિષાદભર્યા ડૂસકાંએ પણ પ્રયત્ન કર્યો નહિ. કપરાં વેણ સહેવાનો તો એને રોજનો મહાવરો પડી ગયો હતો. એના રીઢા હૃદય પર કારમી કૃપાણ પણ કમતાકાત બની જતી.

"તારૂં નામ શું? બેટા!" તારાબેને શરૂઆત કરી. કાશીને દરેક પળે માતાની સૂચના લેવાની ટેવ પડી ગઈ હતી. એટલે

બોલાયો, “ જુઓ. બજારમાંથી ચાર પૈસાનો પાવડર લાવજો. ગમે તેવી કાળી કન્યા એના પ્રતાપે મડમ બની જશે. વળી સૂરજ આથમી જાય તે પછી જ વરપક્ષ આગળ વધૂને રજુ કરવી. દીવા મીણબત્તીના રાખવા. છોકરીને સાફ સૂચના કરવી કે તેણે માથું જરાય નીચું નમાવવું નહિ. સીધું તેજ ન પડે તો ઊજળું વાન પણ કાળું દેખાય. વરના કુટુંબીઓ હાથ જોવા માગે તો હથેલીઓ બતાવવી.”

“પણ વહુને દિવસે બોલાવે તો ?” કાશીની બાના જડભરત જેવા પ્રશ્નથી તારાબેન તુચ્છકારથી હસ્યાં, “ જરા અક્કલ દોડાવીએ. બધે કાંઈ માગ્યા મેહ વરસે છે ? એમ કહીએ કે અમારા કુટુંબમાં નવવધૂને દિવસે દેખાડવાનો રિવાજ નથી. એક વાર નકાર ભણાયો એટલે સારા કામમાં કોઈ જીદ કરે જ નહિ.” તારાબેનની તર્કશક્તિથી કાશીની બા અજબ થઈ. પણ વિજયાનો વિરોધ શમ્યો નહિ. “ તારાબેન ! આ જ ચસક્યું છે કે શું ?” કાશીની બા તારાબેનની જ્ઞાનમદિરાથી મસ્ત ન બને એ હેતુથી એણે વાત ઉડાવવા માંડી. પણ તારાબેન એવાં મહેણાંથી રોકાય એવાં કયાં હતાં ? “ તમે એકલા ડાહ્યાં,” તેમણે વિજયાને ડામી, “ પરોપકાર કરવા કોઈ જતું હોય તેને અથડાવી મારવા નીકળ્યાં છો.” વળી પોતાનો પક્ષ મજબૂત કરવા એમણે સુલોચના તરફ નજર નાંખી, “ખરૂં ને ? બેન !” પણ આછું સ્મિત કરીને જ સુલોચનાએ જવાબ વાળ્યો છતાં એટલું ઉત્તેજન પણ તારાબેન માટે ઓછું નહોતું. “ પણ જોવા આવનાર બધા જ વરપક્ષના હોય એની શી ખાતરી ?” પેલા માંદા બાળકની માતાને તારાબેનની દિલસોજીની જરૂર હતી: એટલે તે એમની કુમકે આવી.

“ ના રે.” કાશીની માતાએ ખુલાસો કર્યો, “ થોડાં સગાં વહાલાં આવવાનાં ” “ ત્યારે નવી ઢબના શણગાર

સુંજાવી કાશીની એક છબી પડાવજો." તારાબેનના પક્ષકારે ચર્ચામાં ઝંપલાવ્યું, "અત્યારના છબી પાડનાર ગમે તેવી કુરૂપ આકૃતિને પણ સુંદર બનાવી દે છે. મારે પણ એક નાની બેન હતી. એ બિચારીના કાને ખોડ હતી. આંખો પણ ટપકાં જેવી હતી. પરંતુ છબી પાડનારની મહેરબાનીથી છબીમાં તો તે પાંખવિહોણી પરી જેવી બની ગઈ. કાશી પણ એની કરામતથી જરૂર કમનીય બની જશે."

કાશીએ એ નવીન સૂચનાને અવિકારી દૃષ્ટિથી અભિનંદી. ત્યાં એની માતાએ ચાબખો લગાવ્યો, "અલી કાશી! આટલી મોટી થઈ તો ય પુતળીની પેઠે આમ ઊંચી નીચી કેમ થાય છે?" ખરાબે ચઢેલી નાવ પેઠે કાશી પૂર્વવત્ બની ગઈ.

"પણ કાશીનો અંબોડો ઢીલો કરવાનું ભૂલશો નહિ" તારાબેને સુલોચના તરફ જોઈ ફરી સૂચના કરી, "જો વાળ ન વળે તો માથે ભીનો રૂમાલ દબાવજો."

"પસી ધાંચણનું પુરાણ પણ સાથે ઉકેલો ને." વિજયાએ બીજી ટકોર કરી. તારાબેન ખીજાયાં: પણ એમ સહેજમાં દમ ખાવાની તેમને ટેવ નહોતી. "ઓહો! એમાં શું ભારે વાત છે? એ તો એમ છે. બેન! કે મારી કનક પણ જરા શામળી છે. પસીએ પાવડર લગાવવાનું માથે લીધું હતું: પણ એને બરાબર આવડ્યું નહિ: એટલે મૂળ વાત પકડાઈ ગઈ. એથી મારે હજારના ખાડામાં ઉતરવું પડ્યું. તે દિવસથી એ વાત આપણાં વિજયાબેન રોજ આગળ ધરે છે. પણ એમાં શું? ઘોડે ચડે તે પડે પણ ખરો."

"હોય બેન!" કાશીની બાને તારાબેનનો બચાવ કરવાની જરૂર જણાઈ, "છોકરીના કરમમાં દુઃખ લખ્યું હોય તેમાં આપણે શું કરીએ? આપણે તો મહેનત કરી છૂટવાની.

કાળે કરી બધા ય ઘા રુઝાય. એક વાર દીકરી પરણાવી એટલે ગંગા નાહ્યાં."

અજાણ્યા સંકટના ભણકારે કાશી ભડકી. એની માને વળગી પડી. પરંતુ માએ તો દીકરાને ખોળામાં લઈ એને અળગી કરી. "કેમ કેમ? આટલો ભાર શાનો મૂકે છે? ઊભી થા. મનુ માટે મીઠાઈ લાવ. ક્યારનું ય એણે ખાધું નથી. તારે'ય ખાવું હોય તો ખાજે."

કાશી ઊભી થઈ. "આ તે છોકરી કે તાડનો ત્રીજો ભાગ!" તારાબેનનું મોં બગડ્યું, "ગામડિયા લોકોને અક્કલથી અર્ધો ગાઉનું છેટું. છોકરીને ભૂખી રાખી મૂકતાં એમના બાપનું શું જતું હશે? કુંવારી કન્યાને ઘી દૂધ ન ખવરાવ્યાં હોય તો ન ચાલે? અલી કાશી? આમ સિપાઈની પેઠે ટટાર કેમ ચાલે છે?" પગલે પગલે પોતે નવો અપરાધ કરવાની એની કાશીને ખાત્રી જ હતી પરંતુ ઊંચા વધવામાં પાપ હતું એ વાતથી તો તે કેવળ અજાણ હતી. અંગસરોડની સુધારણાની નવી નવી યોજનાઓ સાંભળતાં સાંભળતાં તે મીઠાઈના મોહમાં પડી ત્યાં તારાબેનના ધડાકાથી એને નવી જ બીક લાગી. મીઠાઈ ખાવાથી ઊંચાં વધી જવાય તો! એણે મીઠાઈ સંતાડી દીધી. શરીર વાંકું વાળી, માથું નમાવી, નીચે બેસી ગઈ. છૂપાઇને ખાશે તો જ વાંક નહિ નીકળે એમ તેણે રસ્તો કાઢ્યો.

છેવટે સુરત આવ્યું. તારાબેન ને વિજયા ઊતર્યાં. "જો જો બેન?" જતાં જતાં પણ સલાહ આપ્યા વિના તારાબેનને ન ચાલ્યું, 'મારું કહેલું ભૂલી ન જશો. કાશીનું જરૂર ઠેકાણું પડી જશે. કામ પતી જાય એટલે મને યાદ કરી કાંઈ ધર્માદા કરજો."

"કાશીનું ઠેકાણું પડશે તો તમને જીવનભર યાદ કરીશ." કાશીની બાએ જવાબ પણ દઈ દીધો.

૨.

કાશીના પિતાનો પિત્રાઇ ભાઇ મુંબાઇમાં કોઈ વેપારીની પેઢીમાં ગુમાસ્તી કરતો હતો. કેટલી યે ગડમથલ પછી તેણે એક મુરતિયો શોધી કાઢયો હતો. કાશીનાં કાકી વરનાં બહુ બહુ વખાણ કરતાં. "એ સુંદર વરની તો વાત જ ના પૂછશો. જ્ઞાનનો તો ભંડાર છે. ગયે વર્ષે તો કમનસીબે જ નપાસ થયો હતો. આ વેળા કેવો પસાર થઈ ગયો!"

વરનો મામો લગ્નની દલાલી કરતો. લાકડે માંકડાં વળગાડવામાં તે પાવરધો હતો. એ ધંધામાં એણે બે પૈસા પેદા પણ કર્યા હતા. પ્રથમથી જ તે પોતાનો લાગો ચૂકવી લેતો. પલ્લાની તકરારમાં પંચ બની બેસતો ને બન્ને તરફથી પુષ્પાંજલિ પામતો. એવા પાવરધા પુરુષે કાશીને લગ્નગાંઠથી ગાંઠી તેનું સંસારનાવ સહેલાઇથી તરતું કરી આપવા બીડું ઝડપ્યું. બદલામાં બે હજાર રોકડા, કાશીનું પલ્લું ને કાશીની માતાનાં થોડાંક ઘરેણાં પણ પડાવવાની તેણે વેતરણ કરી હતી. કાશીની ચાર બેનો પરણાવતાં એની બા પાસે નામનાં જ ઘરેણાં રહ્યાં હતાં. હવે બાકીનાં પર છેલ્લી તરાપ વાગવાની હતી. મોટો ભાગ દલાલની તિજોરી ભરનાર હતો. કબાલો પાર ઊતારવાનો સટ્ટાને પણ ભૂલાવે તેવો મહાન પ્રશ્ન હતો.

પસી ઘાંચણની પણ તેમને મદદ મળી ગઇ. કાશીની કસોટી શરૂ થઈ. એનું મુખારવિંદ ટાપટીપથી દેખાવડું કરવામાં આવ્યું. તારાબેનની સલાહ અક્ષરશઃ પળાઈ. મોહની તમામ બાણસામગ્રી એકઠી કરવામાં આવી. ઘરેણાં પણ ખડકવામાં આવ્યાં. અસ્ત થતા સૂર્ય તરફ નજર કરી તે ઊભી રહી. રવિકિરણોની અદૃશ્ય થતી આછી જ્યોત એના વદનમંડળને સ્પર્શી રહી. એના ઝળહળતા આકાશમાં

મીણબત્તીનું તેજ ભેળવવામાં આવ્યું. 'સુવર્ણા'ના સુંદર નામે એનો પરિચય કરાવવામાં આવ્યો. યંત્રથી ચાલતા પુતળા પેઠે એણે ખંડમાં પ્રવેશ કર્યો. જરી નીચી નમી તે ઊંચાઈને આચ્છાદતી. શરમથી લચકાતી હોય તેવો તેણે દેખાવ કર્યો હતો. જોવા આવનાર સંઘ એની ભભકથી અંજાયો. "ઠીક છે. કપડાંનો ઠઠેરો ને પાવડર ઓછો હોત તો ઠીક." "શું કરીએ ?" હાજર જવાબી દલાલે ટાપશી પૂરી, "આજ કાલ એવી પ્રથા પડી. કન્યાની સાચી કિંમત આંકવા એને જરા ઓછી રઢિયાળી માનજો. બીજું શું ?" ઊણપ કેટલી આંકવી એ વિચારતાં બધા ય ગૂંચવાયા. "બેન ! શું ભણો છો ?" મુશ્કેલી ટાળવા એમણે કન્યાને જ સીધો પ્રશ્ન પૂછ્યો.

બિચારી કાશીએ બીજી ચોપડી પણ પૂરી કરી નહોતી. પરંતુ આજે તો પઢાવેલા પોપટની પેઠે સુંદર પુસ્તકોની એક લાંબી નામાવલિ તે કડકડાટ બોલી ગઈ. પુરાતન કાલથી અર્વાચીન યુગ સુધીના તમામ શ્રેષ્ઠ ગ્રંથોનો એમાં સમાવેશ થતો હતો.

નવવધૂનાં તમામ લક્ષણોની તપાસ પુરી થઈ. કન્યા પસંદ પડી છે, એવો નિર્ણય જાહેર કરવામાં આવ્યો. "કાંઈ ખોટી નથી." એક મોટેરાએ સંતોષ દર્શાવ્યો. સુવર્ણાના સ્વાંગમાં કાળમુખી કાશીને એવી તો આબાદ રીતે છુપાવી દેવામાં આવી હતી કે ભલભલા ભૂલ ખાઈ જાય. અનુભવી આંખો પણ પરિચિત વ્યક્તિને પીછાનવા અશક્ત બની. વર હાજર ન હતો. એનાં મા બાપ બહારગામ પડયાં હતાં. એમની સંમતિ માટે સુવર્ણાની છબી પડાવવામાં આવી. પાવડર ને કપડાંમાં કદરૂપી લાગતી કાશી છબીમાં તો કાંઈ ઓરજ દીપી ઊઠી.

આંધ્યાનો સૂરજ નમતો થયો. રાતા રવિનો કોપાન્વિત ભૂભંગ અદૃશ્ય થયો. અંબરતટે સિંદૂરના ખડુ સમોવડા સવિતા નારાયણ પોતાની મૃદુલ જ્યોતિ પૃથ્વીપટે પ્રસારી રહ્યા હતા. દેસાઇ કુટુંબની વિધવા નવવધૂ શશિકલા ઘરના આંગણામાં બેઠી બેઠી ડાંગર ઝાટકી રહી હતી. બે પાડોશણ ખેડૂત કન્યાઓ સમારેલી ડાંગર ખાંડતી હતી. તાલબદ્ધ સાંબેલાં મધુર નિનાદે નૃત્ય કરી રહ્યાં હતાં. પશ્ચિમે આવેલાં ખેતરોમાં દૂરદૂર લપાઇ જતી ધૂળધોઇ પગથી પર શશિકલા ઝાટકતાં અટકી અવાર નવાર નજર નાંખતી. એકાદ એવી પળે પાડોશણ હીરા ટકોર કરતી, "કેમ, અધીરાં થયાં જણાઓ છો બેન! આજ તમારા વિચાર કેમ ભમતા જણાય છે? ગોવિંદભાઇ હમણાં આવશે."

એવામાં જરાક શામળા વદનનો એક પાતળો કુમાર બગલમાં ચોપડીઓ ઘાલી આવતો જણાયો. એનો કેશકલાપ ઊડતો હતો. એનાં વિશાળ નયનોમાં અનાથ હરણની ચંચલતા ભરી હતી. વયના પ્રમાણમાં એ જરા વધારે ઊંચો જણાતો. પરંતુ એનું મુખારવિંદ કુમાશભર્યું હોઇ ભરાવદાર હતું. એની ઊંચાઇ અવગણતાં કોઇ પણ મહિલાને એના ગુલાબી ગાલ પસવાર્યા વિના ચાલે જ નહિ.

શશિકલા ઊંચું જુએ તે પહેલાં જ ગોવિંદ દોડતા આવી

સંધ્યાનો સૂરજ નમતો થયો. રાતા રવિનો કોપાન્વિત ભ્રૂભંગ અદૃશ્ય થયો. અંબરતટે સિંદૂરના બહુ સંમોવડા સવિતા નારાયણ પોતાની મૃદુલ જ્યોતિ પૃથ્વીપટે પ્રસારી રહ્યા હતા. દેસાઇ કુટુંબની વિધવા નવવધૂ શશિકલા ઘરના આંગણામાં બેઠી બેઠી ડાંગર ઝાટકી રહી હતી. બે પાડોશણ ખેડૂત કન્યાઓ સમારેલી ડાંગર ખાંડતી હતી. તાલબદ્ધ સાંબેલાં મધુર નિનાદે નૃત્ય કરી રહ્યાં હતાં. પશ્ચિમે આવેલાં ખેતરોમાં દૂરદૂર લપાઈ જતી ધૂળધોઈ પગથી પર શશિકલા ઝાટકતાં અટકી અવાર નવાર નજર નાંખતી. એકાદ એવી પળે પાડોશણ હીરા ટકોર કરતી, "કેમ, અધીરાં થયાં જણાઓ છો બેન! આજ તમારા વિચાર કેમ ભમતા જણાય છે? ગોવિંદભાઈ હમણાં આવશે."

એવામાં જરાક શામળા વદનનો એક પાતળો કુમાર બગલમાં ચોપડીઓ ઘાલી આવતો જણાયો. એનો કેશકલાપ ઊડતો હતો. એનાં વિશાળ નયનોમાં અનાથ હરણીની ચંચલતા ભરી હતી. વયના પ્રમાણમાં એ જરા વધારે ઊંચો જણાતો. પરંતુ એનું મુખારવિંદ કુમાશભર્યું હોઈ ભરાવદાર હતું. એની ઊંચાઇ અવગણતાં કોઈ પણ મહિલાને એના ગુલાબી ગાલ પસવાર્યા વિના ચાલે જ નહિ.

શશિકલા ઊંચું જુએ તે પહેલાં જ ગોવિંદ દોડતો આવી

ચોપડીઓ ટોપલામાં નાંખી એનો પાલવ ખેંચવો શરૂ કર્યો. પલકવારમાં પાલવે બાંધેલું કુંચીઓનું ઝુમખું જડી આવ્યું. એટલે તે નાચવા માંડયો. "કેવી મઝા!!!"—

"ચાલ હવે, કુંચીઓ લાવ"– શશિકલાએ હાથ લંબાવી ધાંટો કાઢયો. "જરા વારમાં તું કુંચીઓ ખોઈ નાંખીશ ને શોધતાં શોધતાં મારે નવનેજા થશે." પરંતુ જેમ જેમ શશિકલા વધારે અકળાતી ગઈ તેમ તેમ ગોવિંદ વધારે ને વધારે નાચવા કુદવા માંડયો. "ના. ના. એમ તે કુંચીઓ મળતી હશે કે? નહિ આપુ...હા. પણ શું આપશો? ચાલો કહી દો. નહિ તો વાવમાં નાંખી આવું છું." એમ કહી ગોવિંદે દોટ મૂકી. શશિકલા બૂમ મારતી તેની પાછળ દોડી. "ઊભો રહે. ભાઈ નહિ?"

આંગણાની સામે વિસ્તરતી છૂટી જમીનમાં શશિકલા આમ ગોવિંદ પૂંઠે દોડી રહી હતી. એવામાં ટપાલી આવ્યો. "શશિકલાનો કાગળ"–ટપાલીની બૂમ સાંભળી ઝટપટ માથે ઓઢી શશિકલા ટપાલ લેવા દોડી. ગોવિંદે આગળ દોડી આવી પત્ર ઝૂંટવી લીધો. "ઓત્તારી! શશિઆ! આજ તો તમારો કાગળ આવ્યો! કોણે લખ્યો હશે? હું ઉઘાડું?"–દૂર દૂર દોડતાં તેણે બૂમ મારી. પત્ર ઉઘાડવા તે તલપાપડ થઈ રહ્યો. અંદર શી નવાજૂની હશે તે કોણ કહી શકે? હાથમાં કાગળ હોવા છતાં વાટ જોવી કોને પાલવે? તેમાં ય વળી બાળકની અધીરાઈ રોકી રોકાય ખરી? એ ઘડીભર પણ થોભી શકે જ નહિ. એણે તો એકદમ કાગળ વાંચી નાંખવો જ જોઇએ. શશિકલા તો ખંડમાં જાય. પછી કોઈ ન હોય તેની ખાત્રી કરી પત્ર ફોડે ને ધીમે ધીમે વાંચે. ગોવિંદને બતાવે કે ન પણ બતાવે. એટલો વિલંબ ગોવિંદથી સહન થાય ખરો?–

પરંતુ શશિકલાએ જરા પણ અધીરાઈ દાખવી નહિ. પત્રનું નામ સાંભળતાં જ તેનું વદન સહજ કરમાયું હતું. તે કશું જ બોલી નહિ. માત્ર હાથ લંબાવી પત્ર લીધો. એના મોં સામે નજર કરતાં જ ગોવિંદ ઠંડો થઈ ગયો. એના વદનની ઝીણામાં ઝીણી રેખા પણ તે વાંચી શકયો. તેને કંઈ કંઈ અશુભ શંકાઓ થઈ ગઈ. એનાં મૃદુલ પ્રવાહી નેત્રોમાં વિષાદછાયા છવાઈ ગઈ. શશિને વાગતું શલ્ય એને કેટલું ખૂચતું તેનો ગોવિંદને ખ્યાલ આવી શકે તેમ નહોતો. પરંતુ શશિકલાનું છૂપામાં છૂપું દર્દ પણ ગોવિંદના ઉત્સાહને મંદ બનાવી દેતું; એના બાળવદન પર શામળી છાયા છવાઈ જતી.

"પત્રમાં મઝા પડે એવું કાંઈ જ નથી ?" ખંડમાં પ્રવેશ કરતાં જ ગોવિંદે પૂછ્યું.

"ના" શશિએ ટુંકામાં જ પતાવ્યું.

"આહ ! !—" કહી તે એકદમ ખંડની બહાર દોડ્યો પરંતુ પાછો આવી તે કયારે લપાઈ ગયો તેનું એને પણ ભાન રહ્યું નહિ.

"કોનો કાગળ છે ?" તેનાથી પૂછ્યા વિના ન રહેવાયું.

શશિકલા ચમકી. ઊંચે શ્વાસે તે બોલી, "મારા પિતાનો. એ મને પિયેર બોલાવે છે."

"ને હું ?"—ગોવિંદે ચમકી જરા આતુરતાથી પ્રશ્ન કર્યો.

"તારે તો અહીં જ રહેવાનું."

"એકલા જ.' ગોવિંદનું મોં પડી ગયું. "તમે પાછાં નહિ આવવાનાં ?" તે જેમ તેમ બબડયો. એનો સ્વર થરકાયો. શશિકલાને એવી ભ્રાંતિ થઈ. એને લાગ્યું કે ગોવિંદનો સ્વર રુંધાઈ ગયો હતો. શશિકલાની આંખમાં પણ આંસુ આવ્યાં.

એનું રુદન કળાઈ જાય તો બિચારા ગોવિંદની શી દશા થાય? શશિએ હસતું જ વદન રાખવું જોઇએ.

"ન કેમ આવું?" તે જરા થંભી બોલી, 'હું જરૂર પાછી આવીશ. હોં! ભાઈ!" તેણે હસવાનો પ્રયત્ન કર્યો, "તારે તો અહીં જ રહેવું જોઇએ ને? તારે પાઠ તૈયાર કરવાના છે, નહિ તો ગોવિંદને મૂકીને હું જાઉં ખરી કે?"—એનું દિલ ભરાઈ આવ્યું.

ગોવિંદને શશિનાં આજનાં વહાલસોયાં વેણ ગમ્યાં નહિ. હવે તે બાળક મટી કુમાર બન્યો હતો. લાડભર્યાં વચને એને શરમના શેરડા પડતા. તેણે મહા પરાણે હાસ્ય આણવા ખાલી પ્રયત્ન કર્યો, "ભલે!"–ને નિસ્પૃહી સ્વરે બોલવા ગયો, "મારે શું? જાઓ. તમે જાઓ તેમાં મારે શું? તમારા વિના મારે કાંઈ નહિ ચાલે? મારા કબાટની કુંચીઓ મૂકતાં જજો. હીરૂને સ્ટવ સળગાવવા કહેજો. વાસણ વખતસર માંજવા ભલામણ કરજો. બાકીનું બધું ય હું જાતે કરી લઈશ. તમારા વિના ચાલશે. સમજ્યાં ને. પણ થોડા પૈસા આપતાં જજો. મારે મેળામાં ગયા વિના નહિ ચાલે. સાંભળ્યું ને. હીરૂને કહેવાનું ભૂલશો નહિ. મને એનું કામ નહિ આવડે."

ભવિષ્યના ગૃહજીવનનાં શમણાં સેવતો તે બહાર ચાલ્યો ગયો. શશિકલાને એનાં વેણ કંટક જેવાં લાગ્યાં. ગોવિંદના નાજુક નયનોમાં નીર ઉભરાય એ તેનાથી બિલકુલ ખમાતું નહિ. એ રડે તો શશિકલા જઈ શકે જ નહિ. ગોવિંદ એકલો રહી શકે જ નહિ છતાં એનું આછું ડૂસકું સાંભળ્યા વિના શશિને ચેન પડયુ નહિ. ગોવિંદનું દિલ જરા ય દુભાય, નહિ એવું તે ઇચ્છી રહી. તે જવાની હતી પરંતુ ગોવિંદે તો ઘાયલ પ્રેમીનો જ પાઠ ભજવ્યા કર્યો. એક બે વાંધા ઉઠાવ્યા. વળી

બેદરકાર બની ગયો. પરાણે હસવા મંડયો. એને ડાહ્યો થઈ રહેવાનું કહેવા શશિનું દિલ તલસી રહ્યું. બીજાને ન પજવવાની શીખામણ આપવા તે તલપાપડ બની રહી. પરંતુ અંતરના ઊંડાણમાં તો શશિકલા ગોવિંદને કજિયાખોર ને જક્કી બની ગયેલો જોવા ઇચ્છતી હતી. એના ગયા પછી ગોવિંદ કોઇને ય જંપવા ન દે તો સારું એવું શશિ ઝંખતી. પણ ગોવિંદે શશિનું ધાર્યું કેમ ન કર્યું ? એ સુખી જ હશે ? એમ હોય તો ઘણું જ સારું. એને સુખી થવા દો. શશિ ન હોય ત્યારે પણ એ ભલે આનંદે. અરેરે ! છેલ્લી વિદાય વેળાએ એણે એક બે આંસુ પાડયાં હોત તો ! ! !—અલબત્ત. તે લેવાઇ ગયેલો તો હતો જ. 'એમાં જરા ય શંકા ન કરાય' શશિએ પોતાનું મન મનાવ્યું. 'એ તો ખાલી ઢોંગ કરતો હતો. હું દુઃખી થાઉં તેથી એ આનંદી દેખાતો હતો. એ બિચારાને બહુ જ લાગ્યું હશે. જરૂર એ વિહ્વલ બની ગયો હશે. નહિ તો એમ ઝટપટ ભાગી જાય ખરો ? જરાક કંપી એ કેવો ચાલ્યો ગયો ? એને પોતાનાં આંસુ છૂપાવવાં હતાં.'

રાતે વાળુ કરતાં ય ગોવિંદ કશું બોલ્યો ન હતો. શશિકલા રસોડામાંથી નીકળી. આંગણામાંથી દીવો લઈ, આછું વસ્ત્ર ધરી શયનમંદિરમાં ગઈ હતી. પિત્તળની દીવી પર દીવો મૂકી તે પથારી કરવા લાગી એવામાં ગોવિંદ અંદર આવ્યો હતો. તે વેળા નાહવાની ચોકડી પર એ બેઠાં ઝાંખા દીપક પ્રકાશમાં પણ ચમકતાં હતાં. ગોવિંદ એની પડખે થોડી વાર થંભ્યો હતો. એકાએક શશિકલાના અંબોડામાંથી ઊડતી એક લટ લઈ તેણે પોતાની આંગળીએ વીંટવા માંડી હતી.

"અરે ! આ શું કરે છે ? મારા વાળ ખેંચાય છે." શશિકલાએ વાંધો ઉઠાવ્યો હતો.

"શીતળા સાતમ ક્યારે ?" એ પોતાની ધૂનમાં જ હતો. એને શશિના વાંધાની પરવા નહોતી. "શીતળા સાતમ પર તમારે આવવું જ પડશે." એણે અંતિમ નિર્ણય જણાવી દીધો હતો. "તમે નહિ આવો તો મને સારું સારું કોણ જમાડશે ?"

પ્રેમના એ એક જ પ્રલાપે ભાવનાભુખી શશિકલાનું હૈયું તૃપ્ત થયું હતું. એ વચનોમાં સારું સારું ખાવાની આશા નહોતી. શશિકલાના હાથનું જમવાની હોંશ હતી. "હું જરૂર આવીશ. હોં ભાઈ!" તુરત જ તેણે સાંત્વન દીધું હતું. "શીતળા સાતમે હું જરૂર તને ભાવતાં ભોજન જમાડીશ. મારા વડીલો તારાથી અર્ધું પણ ખાઈ શકે તેમ નથી."

બાળક અતિશય આહ્‌લાદિત બની ગયો હતો ને શશિકલા પણ એનું હાર્દ પામી ગઈ હતી.

તે રાત્રે પડખે સૂતાં સૂતાં એમને કેટલી યે વાતો કરવાની હતી. શશિકલા તો આખો વખત શાંત જ પડી રહી હતી. ગોવિંદ એકધારું બોલ્યે જ જતો. પિતાના પત્રમાં જણાવેલા અશુભ સમાચારે શશિકલાનું મન ભાંગી નાંખ્યું હતું. એ વેદના છૂપાવવા જ એને મૌન સાધવાની જ જરૂર જણાઈ હતી. રખે ને એનું કપરૂં મૌન ગોવિંદના હાસ્યને થંભાવી દે. એ બીકથી તે અવારનવાર ટહુકો પૂરતી ને વાર્તાનો પ્રવાહ અખંડ રાખતી.

પરંતુ એની વાતોનો તો અંત જ નહોતો: લગભગ ભુલાઈ ગયેલા કોઈ મેળાના પ્રવેશદ્વારે એને સંગીત સંભળાવતા અજાણ્યા આંધળાની વાત : એના કરુણ કથાનકની હૃદયસ્પર્શી જમાવટ : દીપાવલીનો નૌકાવિહાર : કોઈ શિયાળાની ઠંડી સાંજે શાલ વીંટી તાપણું તાપતા ઊંધિયું ઊડાવવાની મઝા મહેતાજીને હાથે કોઈ નઠોર છોકરાને પડતો બેસિતમ માર ...ની એવી બીજી હજારો કથનીઓ એક પછી એક કહેવાતં

જ ગઈ. એ સ્મરણોની સાથે જ આનંદ વિષાદ ને હાસ્ય રુદનની પરંપરા ભજવાતી ગઈ. એનો અંત જ નહોતો.

"પણ આજે ઘેર આવતાં મારે મોડું કેમ થયું હતું તેની ખબર છે?" અધવચ્ચે જ તે એક વાર બોલી ઊઠયો હતો. "જદુરામ મીઠાઇવાળો અમારા મહેતાજીને કહેતો હતો કે ગામમાં કાબુલી આવ્યા હતા. મેં કોઈ દિવસ કાબુલી જોયા ન હતા. એટલે એમની વિગત જાણવાનું મન થયું. અમે તો ગોપાળને ઝૂંપડે દોડયા. અમને ખબર પડી કે જીનના ખુણામાં કાબુલીઓ ઉતર્યા હતા. અમે ત્યાં ગયા. કોઈની તાકાત છે કે મારી આગળ જાય. પણ શું ધારે છે? અમે શું જોયું? ત્યાં તો બીજું કશું જ નહોતું. માત્ર એક લાંબો પહોળો માણસ ઝભ્ભો પહેરી મોટું તાપણું સળગાવી નીરાંતે બેઠો હતો. બધાએ કહ્યું કે એ જ કાબુલી. એ લોકો કહે તે બધું જ હું માની જાઉં! હું એવો મૂર્ખ નહોતો. હું તો સીધો એની પાસે જ ગયો. 'કેમ મહેરબાન!' મેં પુછ્યું, 'આ લોકો તમને કાબુલી કહે છે તે ખરી વાત છે?' પેલો માણસ ખડખડ હસી જ પડયો; તેણે હસ્યા જ કર્યું, એનું મોટું પેટ પણ હસીને દુઃખવા આવ્યું હશે જ. એ કેવો લાગતો હતો? તમે શું ધારો છો? એક મોટી કોઠી—એને તે કોઈ માણસ કહે?"

"એમ"? ભાભીએ નાનકડા દિયેરની વાતમાં ટહુકો કર્યો.

બીજે દિવસે વહેલા પ્રભાતે કોયલ કે કાબરનો કલરવ પણ શરૂ થયો નહોતો એવામાં શશિકલા નિદ્રા વિસારી તૈયાર થઈ ગઈ. ગોવિંદ તો હજી ચારસાની અંદર ટુંટીયું વાળી પડયો હતો. એના ઢીંચણ છાતીમાં છુપાઈ ગયા હતા. એના હાથ ઓશિકાને આલિંગી રહ્યા હતા. તે ઘસઘસાટ ઊંઘતો હતો. એના અધરદ્વય પર આછેરૂં સ્મિત ફરકી રહ્યું હતું. પેલા કાબુલીનું કોઠી જેવું પેટ ગોવિંદને હજી યે સ્વપ્નમાં

"શીતળા સાતમ ક્યારે?" એ પોતાની ધૂનમાં જ હતો. એને શશિના વાંધાની પરવા નહોતી. "શીતળા સાતમ પર તમારે આવવું જ પડશે." એણે અંતિમ નિર્ણય જણાવી દીધો હતો. "તમે નહિ આવો તો મને સારું સારું કોણ જમાડશે?"

પ્રેમના એ એક જ પ્રલાપે ભાવનામુખી શશિકલાનું હૈયું તૃપ્ત થયું હતું. એ વચનોમાં સારું સારું ખાવાની આશા નહોતી. શશિકલાના હાથનું જમવાની હોંશ હતી. "હું જરૂર આવીશ. હોં ભાઈ!" તુરત જ તેણે સાંત્વન દીધું હતું. "શીતળા સાતમે હું જરૂર તને ભાવતાં ભોજન જમાડીશ. મારા વડીલો તારાથી અર્ધું પણ ખાઈ શકે તેમ નથી."

બાળક અતિશય આહ્લાદિત બની ગયો હતો ને શશિકલા પણ એનું હાર્દ પામી ગઈ હતી.

તે રાત્રે પડખે સૂતાં સૂતાં એમને કેટલી યે વાતો કરવાની હતી. શશિકલા તો આખો વખત શાંત જ પડી રહી હતી. ગોવિંદ એકધારું બોલ્યે જ જતો. પિતાના પત્રમાં જણાવેલા અશુભ સમાચારે શશિકલાનું મન ભાંગી નાંખ્યું હતું. એ વેદના છૂપાવવા જ એને મૌન સાધવાની જ જરૂર જણાઈ હતી. રખે ને એનું કપરું મૌન ગોવિંદના હાસ્યને થંભાવી દે. એ બીકથી તે અવારનવાર ટહુકો પૂરતી ને વાર્તાનો પ્રવાહ અખંડ રાખતી.

પરંતુ એની વાતોનો તો અંત જ નહોતો: લગભગ ભુલાઈ ગયેલા કોઈ મેળાના પ્રવેશદ્વારે એને સંગીત સંભળાવતા અજાણ્યા આંધળાની વાત: એના કરુણ કથાનકની હૃદયસ્પર્શી જમાવટ: દીપાવલીનો નૌકાવિહાર: કોઈ શિયાળાની ઠંડી સાંજે શાલ વીંટી તાપણું તાપતા ઉંધિયું ઉડાવવાની મઝા: મહેતાજીને હાથે કોઈ નઠોર છોકરાને પડતો બેસિતમ માર: —ની એવી બીજી હજારો કથનીઓ એક પછી એક કહેવાતી

જ ગઈ. એ સ્મરણોની સાથે જ આનંદ વિષાદ ને હાસ્ય રુદનની પરંપરા ભજવાતી ગઈ. એનો અંત જ નહોતો.

"પણ આજે ઘેર આવતાં મારે મોડું કેમ થયું હતું તેની ખબર છે?" અધવચ્ચે જ તે એક વાર બોલી ઊઠયો હતો. "જદુરામ મીઠાઇવાળો અમારા મહેતાજીને કહેતો હતો કે ગામમાં કાબુલી આવ્યા હતા. મેં કોઈ દિવસ કાબુલી જોયા ન હતા. એટલે એમની વિગત જાણવાનું મન થયું. અમે તો ગોપાળને ઝૂંપડે દોડયા. અમને ખબર પડી કે જીનના ખુણામાં કાબુલીઓ ઉતર્યા હતા. અમે ત્યાં ગયા. કોઈની તાકાત છે કે મારી આગળ જાય. પણ શું ધારે છે? અમે શું જોયું? ત્યાં તો બીજું કશું જ નહોતું. માત્ર એક લાંબો પહોળો માણસ ઝભ્ભો પહેરી મોટું તાપણું સળગાવી નીરાંતે બેઠો હતો. બધાએ કહ્યું કે એ જ કાબુલી. એ લોકો કહે તે બધું જ હું માની જાઉં! હું એવો મૂર્ખ નહોતો. હું તો સીધો એની પાસે જ ગયો. 'કેમ મહેરબાન!' મેં પુછ્યું, 'આ લોકો તમને કાબુલી કહે છે તે ખરી વાત છે?' પેલો માણસ ખડખડ હસી જ પડયો; તેણે હસ્યા જ કર્યું, એનું મોટું પેટ પણ હસીને દુઃખવા આવ્યું હશે જ. એ કેવો લાગતો હતો? તમે શું ધારો છો? એક મોટી કોઠી—એને તે કોઈ માણસ કહે?"

"એમ"? ભાભીએ નાનકડા દિયેરની વાતમાં ટહુકો કર્યો.

બીજે દિવસે વહેલા પ્રભાતે કોયલ કે કાબરનો કલરવ પણ શરૂ થયો નહોતો એવામાં શશિકલા નિદ્રા વિસારી તૈયાર થઈ ગઈ. ગોવિંદ તો હજી ચારસાની અંદર કુંડીયું વાળી પડયો હતો. એના ઢીંચણ છાતીમાં છુપાઈ ગયા હતા. એના હાથ ઓશિકાને આલિંગી રહ્યા હતા. તે ઘરાઘસાટ ઊંઘતો હતો. એના અંતરહૃદય પર આછેરૂં સ્મિત ફરકી રહ્યું હતું. પેલા કાબુલીનું કોઠી જેવું પેટ ગોવિંદને હજી યે સ્વપ્નમાં

હસાવી રહ્યું હતું. શશિકલાએ એને સુંદર ભરતકામવાળો ગાલિચો ઓરાઢયો. તે ખંડ બહાર ગઈ. એટલા વહેલા પ્રભાતે પણ ગામડાની પનિહારીઓ પાણી ભરવા જતી હતી. શશિકલા બહાર નીકળી કે દેસાઈ કુટુંબની મોટી દીકરી આંખો ચોળતી સામી આવી. “ અલી શશિ ! આટલી બધી વહેલી ? ગોવિંદ તો ઊઠયો નથી ને ?”

“ ના. બહેન ! એ તો નીરાંતે ઊંઘે છે.” શશિકલાએ ઉત્તર દીધો, ‘ મારા પિતાજી બિમાર છે એવી કાલે ખબર આવી છે. આ વેળા તો બચવાની પણ આશા નથી. એમને આ ઉંમરે શીતળા ધાયા છે. મારૂં દીલ એ જાણી ઊંચું થઈ ગયું છે. આજ રાતની ગાડીમાં હું જવાની છું.”

“ શું કહે છે ? કેવા રાજા માણુસ ? બળિયા બાપજી એમ ઝટ સાજા કરી દે.” નણંદે સાંત્વન દીધું.

“ પણ બહેન ! હું તારી પાસે જ આવતી હતી,” શશિકલા મૂળ વાત પર આવી, ‘ ગોવિંદને હું નથી લઈ જતી, તું એને થોડા દિવસ રાખશે ને ?’

“ જરૂર વળી.” નણંદ લહેરમાં હતી. “ એમાં શું ? ગોવિંદ જેવા છોકરાને રાખવાનું કોઈને ય ભારે પડે નહિ. વળી મોટી બેન નાના ભાઈને થોડા દિવસ સંભાળે એમાં નવાઈ પણ શી ?”

“પણ બહેન ! તું જાણે છે ને ?” શશિકલાને એટલાથી સંતોષ થયો જણાયો નહિ. ‘ગોવિંદ મારાથી એક ઘડી પણ વિખૂટો રહેતો નથી. શીતળા સાતમે હું જરૂર પાછી આવીશ એમ મેં તેને વચન આપ્યું છે. પરંતુ એમ બનવું મુશ્કેલ છે. એટલે જ મારે તને ખાસ સુપ્રત કરવાની. એને ઘડી ઘડીમાં ઓછું આવી જાય છે એટલે તારે એની ખૂબ જ સંભાળ રાખવી પડશે. એ દિલનો બહુ જ પોચો છે. માટે એક પણ

કપરૂં વેણ કહીશ નહિ. તારો પણ એ નાનો ભાઈ જ છે. એટલે તને બહુ કહેવાની જરૂર નથી. એને માટે જીવ બળે એટલે આટલું યે કહ્યા વિના રહેવાતું નથી."

"એનું પડતું વેણ હું વીણી લઈશ. તું તારે નીરાંતે જા." નણંદે ભાભીને ખાત્રી આપી, "એ જે કહેશે તે કરી આપીશ."

મધ્યાહ્ન થતાં જ એક બળદગાડી આંગણામાં આવી ઊભી. એ વેળા ગોવિંદ મેળામાં કયાં લુગડાં પહેરવાં તેની માથાકુટ કરી રહ્યો હતો. સોનેરી કિનારની ધોતીને પડેલી કરચલી ભાગી નાંખવા મથતો હતો. એ જ વેળાએ શશિકલાની લીલી પેટી, કંડીઓ, ચંબુ વગેરે ગાડીમાં ગોઠવવામાં આવ્યાં. શશિકલાએ બહાર નીકળી એના ખંડને તાળું માર્યું. ગાડી તરફ જતાં જ એની નજર ગોવિંદ પર પડી. "ભાઈ! હું જાઉં છું, હોં?" તે વહાલથી બોલી. ગોવિંદે પોતાનાં વિશાળ નયનો ઉંચાં કર્યાં. એના હાથ પેટીમાં જ હતા. શશિકલાએ એના ગુલાબી ગાલ પર વહાલ કર્યું. એના લલાટે ચુંબન લીધું. પરંતુ વિદાયનાં વંદન દેવા તે નવરો ન હતો. પેટીમાં માથું ઘાલી એ ફરીથી પોતાના કામમાં ગૂંથાઇ ગયો. ગાડીનો ગડગડાટ થયો ત્યારે તેણે ઉંચું જોયું. એની ભાભી ગાડીનો પડદો ખસેડી તેના સામું જોઈ રહી હતી.

આખો રસ્તો શશિકલાએ ગોવિંદના વિચારોમાં જ પૂરો કર્યો. એના બીમાર પિતાજીના વિચારો પણ તેને આવતા જ. જન્મસ્થાનનાં ઋણુયબંધનો ક્રૂર સમાજે છેદી નાંખ્યાં ત્યારે એનું હૃદય ઘડીભર રડી ઊઠયું હતું. સમય વહેતાં એ કપરો ઘાવ પણ રૂઝાઈ ગયો હતો. ઋણુયઘેલા આત્માએ નવા સંબંધો સરજાવી લીધા હતા. એટલે એના પિતાજી યાદ આવતા એ પ્રત્યેક પળે વાંકડિયાં ઝુલ્ફાંવાળું એ શામળું બાલવદન એના કલ્પના પ્રદેશમાં ખડું થઈ જતું. ઘરની પછીતે આવેલા

આંગણામાં વાંસના ખોખા પર અનેક નવપલ્લવિત વેલીવૃંદોથી છવાયલો લતામંડપ રસ્તાનો વાંક વળતાં સુધી દૃષ્ટિગોચર થતો. જ્યાં સુધી એનો આછેરો આભાસ પણ અદૃશ્ય ન થયો ત્યાં સુધી શશિકલા એ તરફ એકી ટશે જોઈ રહી હતી. છેલ્લી ક્ષણ સુધી ગોવિંદ ત્યાં આવશે જ એમ તે પોતાનું મન મનાવી રહી હતી. તોફાની છોકરાની પેઠે હાથ ઉંચો કરી પાછા ફરતા હાંક મારતા ગોવિંદને નીહાળવાનાં શમણાં તે સેવી રહી હતી. આ વખતે તો તે એમ ન જ આવ્યો. 'અશ્રુભીના વદને તે ભૂમિ પર ઢળી પડયો હશે' શશિકલાએ પોતાનું મન મનાવવા માંડયું. એની પાસે દોડી જવા તે પ્રતિક્ષણે તલસી રહી. એનાં મોંઘેરાં આંસુ સહસ્ત્ર ચુંબનોથી ચૂમી લેવા તે અધીરી થઈ. પરંતુ ગોવિંદ તો મેળાના ખ્યાલમાં જ મશગુલ બન્યો હતો. 'એને બીચારાને પોતાનાં આસું છૂપાવવાનાં હતાંઃ તેથી જ તે બોલ્યો નહિઃ તેથી જ તેણે મને વિદાયનાં વંદન પણ દીધાં નહિ.' શશિકલાએ મન વાળ્યું.

સામે જ એક હસતું હરિયાળું ક્ષેત્ર વિસ્તરી રહ્યું હતું. ધૂળધોયા પ્રદેશમાં પણ એના સુવર્ણા અંગો લંબાવતુંઃ વિજયનાદ કરતું. ગાડી ધીમે ધીમે ગબડતી. શિયાળાની એક બીજી સવાર શશિકલાના સ્મૃતિપટે આલેખાવા માંડી. ત્યારે એનાં લગ્ન પણ થયાં નહોતાં. માત્ર દશ જ વર્ષની એ કુમળી કુમારિકા હતી. એના નાનકડા ભાઈ સાથે તે આ ગામડે આવી ચઢી હતી. ત્યારે પણ આ જ સુવર્ણા ક્ષેત્રો નયનોને આહ્‌લાદી રહ્યાં હતાં. એના ભાઈના સાસરે તેઓ ઉતર્યાં હતાં તે વેળા દેસાઈ કુટુંબમાં નવા જ અવતરેલા બાલકને રમાડવા તેઓ ગયાં હતાં. ગોવિંદનું એ પ્રથમ દર્શન. જનનીના અંકે તે નિર્દોષ ખેલ ખેલી રહ્યો હતો. એ આખું ય દૃશ્ય અત્યારે શશિકલાના નયન આગળ તરવરી રહ્યું. બાલકને બરાબર નીહાળવા તે નીચી

નમી હતી. એનો કેશકલાપ કંઠ પરથી નીચે ઢળ્યો હતો: બાલકના કુમળા ગાલને ચૂમી રહ્યો હતો. સ્મિતલહરી પ્રસરાવતી એ બાલકે ત્યારે પણ નાજુક ગુલાબી કરકમલે એ કેશકલાપ સાહ્યો હતો ત્યારે પણ તે શું શશિકલાને પીછાની ગયો હશે? એ જ કુટુંબમાં શશિકલા નવવધૂનું સ્થાન લેશે એવો તો ત્યારે કોઈને ખ્યાલ પણ નહોતો. એ બાલકુમાર શશિકલાનું જીવન સર્વસ્વ બની રહેશે એનું કોઈને સ્વપ્નું પણ નહોતું.

તેરમા વર્ષે જ તેને પહેલા આણે વળાવી. તેરમે દિવસે જ તેના પતિ દેવલોક પામ્યા. બીજે વર્ષે તેની નણંદનાં લગ્ન થયાં. એટલે તેને સાસરે આવવું પડયું. એનાં સાસુજીને પુત્ર મરણનો આઘાત કારમો થઈ પડયો. તે પથારીવશ થયાં. ફરી ઊઠી શક્યાં જ નહિ. ત્રણ વર્ષની કુમળી વયે ગોવિંદ એકલવાયો થયો. શશિકલા એનો એક પુરો આધાર બની રહી. શશિકલા એનાં માતાપિતાની પણ માનીતી હતી. પરંતુ આ બાલકના ભયે એને અદ્યાપિ ચસકવા દીધી નહોતી. પતિના વેરાન વાસમાંથી છૂટકી માતા પિતાના અંકે થોડા દિવસ પણ તે શાંતિ ઝીલી શકી નહોતી. કમભાગી વિધવાએ આંસુભર્યા જીવનમાં પણ આનંદ માણ્યો. એ બાલકને પોતાનો જ ગણી ઉછેર્યો. એના જીવનમાં એ બેનમુન સિતારો ચમકી રહ્યો. ગોવિંદ એનો પુત્ર નહોતો: ભાઈ નહોતો: કશું યે ન હતો; છતાં ય તે એનું જીવન સર્વસ્વ હતો. એના હૈયાનો હાર હતો. એના કુમળા વદનમાં તે પોતાના સ્વર્ગસ્થ પતિના મુખારવિંદની ઝાંખી કરી શકતી. એક સુંદર શરમાળ યુવાન એક દિવસ પાલખીમાં બેસી આવ્યો હતો. વાજાંના વિવિધ રાગરંગો દિશ બહેલાવી રહ્યા હતા. વસ્ત્રાલંકાર સજી તે તેની પડખે ઊભો રહ્યો હતો. તે એક મધુર મુખદર્શનના પ્રતાપે

શશિકલાના હૈયાનો એક ખૂણો હજી યે ઝળહળી રહ્યો હતો. પરંતુ એ જીવનમહોત્સવના એક જ મધુર સ્મરણે નારીહૃદય સંતોષાય? એને તો સજીવન સ્પર્શની લગની લાગે. માત્ર સ્મરણે જ જો રાચવાનું હોય તો એ સંપૂર્ણ સ્મરણ જોઈએ. તો જ હજારો વિલાસો ને સેંકડો વિષાદો, હાસ્યની ઉર્મિઓ ને અશ્રુની ઝડીઓ, ધૂન ને કલ્પનાઓ તથા રીસામણાં મનામણાંની અનેકવિધ હારમાળાઓ ગૂંથાઈ જાય. પરંતુ ટૂંકા જીવનમહોત્સવનો સહચારી એના જીવનમાં નહોતો. એટલે જ આ બાલક એના હૈયાના ઉછળતા ઉમળકાનો કે એના વિરહના શલ્યનો અધિકારી બની રહ્યો હતો. એનો પતિ કદીક અદૃશ્ય હાસ્ય ફરકાવતો પરંતુ એ તો દુર દુરના કોઇ દેવતા સમોવડો. એની પ્રણયકલ્પનાને તે દૂરથી જ હૃદયરંગે રંગી રહ્યો હતો. ને આ બાલક!!!—એ તો એનો રોજનો સહચારી બની ગયો હતો. એના અંતરને અડીને ઊભો હતો. એના જીવનની ડામતી શૂન્યતાનું એ સજીવન મનુષ્યસ્પર્શે રૂપાંતર કરતો.

૨

અંતે શીતળા સાતમનો દિવસ ઊગ્યો. શશિકલા એના પિતાની પથારી પાસે બેઠી હતી. હજી યે એમની વળતી દશા થઈ નહોતી એટલે શશિકલાને જ સારવારમાં રોકાવું પડયું હતું. કોઈ અણમુલી તક મળતાં જ એનું દિલ દેસાઇ કુટુંબના પેલા નિર્જન ગૃહઆંગણે ઊડી પડતું. આજે પાછા વળવાનું એણે ગોવિંદને વચન આપ્યું હતું. પરંતુ વિધિને એ વાત ગમતી નહોતી. આજે એ ગોવિંદ પાસે જઈ શકે તેમ હતું જ નહિ. આજે મેળો પણ ખતમ થશે. ગોવિંદને આનંદ ઝુલે ઝુલાવનાર સાંકળો પણ અદૃશ્ય થશે. એ જાદુભર્યું જીવન દૂર થવાથી એના શૂન્ય હૃદયને ભાભીનાં ભાવભીનાં સ્મરણો સતાવશે. લાડથી પસવાનાર કોમળ હસ્ત માટે હવે એનું અંતર

તલસી રહેશે. એનાં નિત્ય કર્મો પણ ક્ષણે ક્ષણે એને ભાભીની યાદી આપશે.

પરંતુ ગોવિંદના કુમળા હૈયાને છૂપી વેદનાની ગમ પડી નહિ. એ તો શશિકલા સાથે છેડાઇ પડયો હતો. એની બેદરકારીથી મુંઝાતો હતો. છતાં હવે બહેનની વાનીઓમાંથી એને મીઠાશ ઊડી ગએલી જણાઇ. શશિકલાએ આપેલું વચન ઉથાપ્યું ? છેવટે તે ન જ આવી. હવે એ દુઃખ કેમ ખમાશે ? દોહ્યલા દિવસો કેમ જશે ? શશિકલાને ગામ જઇ ઘેર ઘસડી આણી હોય તો ?

ધુંધવાતા દિલે ગોવિંદે એક કાગળ ચીતરી કાઢયો.

× × ×

નવમીનું પ્રભાત પ્રકાશી રહ્યું હતું. શશિકલાનું પીયેરનું આંગણું ઉગતા સૂરજના અજવાળે અજવાળ્યું હતું. ઘરનાં તમામ બાલકો વાડામાં નાસ્તા માટે ગોઠવાઇ ગયાં હતાં. એકે રેશમી ઉપરણું ઓઢયું હતું. તેના પર કઢેલા દૂધના રેલા નીરાંતે નીતરી રહ્યા હતા. બીજાના ઝભલાની કિનારે કીડીઓ ઊભરાઇ હતી; એક સારી સારી વાનીઓ ટાળી કાઢી આનંદથી આરોગવાનો વિચાર કરી રહ્યું હતું. કેટલાક ઉતાવળીયાં પોતાની થાળી સાફ કરી બીજાનામાં ભાગ પડાવવા મનસુબો કરી રહ્યાં હતાં. કેટલાંક રડતાં તો કોઈ ધમાલ મચાવતાં. છેલ્લા કેટલાક દિવસથી શશિકલાએ મૃત્યુ સાથે સંગ્રામ માંડયો હતો. અંતે તે પિતાને બચાવી લેવા શક્તિમાન થઈ હતી. આજે એમને જરા ઠીક હતું. પરંતુ શશિકલાનાં નેત્રો નિદ્રાના ઘેનથી બીડાઇ જતાં. રસોડાના છેડે તે ભારેખમ બની બેઠી હતી. એવામાં એને એક તંદ્રાસ્વપ્ન આવ્યું, ‘ભાભી!’ ગોવિંદ એને બોલાવી રહ્યો હતો, ‘શીતળા સાતમ પર ન આવ્યાં ને? મારા તહેવારો અફળ કર્યા ને? હવે હું તમારી સાથે બોલીશ જ નહિ. તમારે ન મારે હવે —પ્રણામ.’

ટપાલીની હાંક શશિકલા ઝબકી ઊઠી. “મારી!” એક

નાના બાલકે બૂમ મારી. એંઠા હાથે એ પત્રો એના તરફ ખસેડયા, "આ તમારા કાગળ."

ગોવિંદને હસ્તાક્ષરે શશિકલાને ઉલ્લાસથી ચમકાવી. ઉતાવળે તેણે પત્ર ઉઘાડયો.

'શશિબા !

તમે બહુ જ ખરાબ છો. હવે જ તમને ખબર પડશે. હું તમને બરાબર ખબર પાડીશ. શીતળા સાતમે આવવાનો વાયદો કર્યો હતો તો ય ન આવ્યાં. હવે હું તમારી સાથે બોલવાનો જ નથી. કાલે જ હું અહીંથી ઉપડી જઈશ. તમે મળશો ત્યારે તમારી ધૂળ કાઢી નાંખીશ.'

શશિકલા ચિંતાતુર બની ગઈ. એ કુમળો બાલક કયાં જશે ? કોની સાથે નીકળશે ? બેદકારીથી તેણે બીજો પત્ર ફોડયો.

'વહાલી બહેન !'

'તારા તરફથી તો બિલકુલ સમાચાર જ ન આવ્યા. હવે તારા પિતાને આરામ હશે જ. મને જરા ય ચેન પડતું નથી. તમારા કુશળ સમાચાર પાડવી અમારી ચિંતા દૂર કરજે.

રાંધણ છઠને દિવસે મેં આખો દિવસ ભાત ભાતની વાનીઓ બનાવ્યા કરી. તમને વચન આપ્યું હતું તે પ્રમાણે ખાસ ચીવટ રાખી ગોવિંદને જમાડયો. પરંતુ મોં ચઢાવી એણે ખાધું જ નહિ. રાત્રે તે ખુશ મિજાજમાં હતો પણ...પણ...

વધારે લખતાં હાથ ચાલતો નથી...

આજે સવારે એની પથારી ખાલી હતી. શોધાશોધ થઈ રહી. એનો પત્તો જ નથી. સવારના પહોરમાં ખેતરે જનાર એક ખેડૂત વાત લાવ્યો છે કે વહેલા પરોઢે ગોવદ જેવો એક કુમાર પેલા કાબુલી સાથે જતાં તેણે જોયો હતો. એ લોકો સ્ટેશન તરફ વળ્યા હતા. અમે તપાસ કરી તો ગામમાં કાબુલી પણ નથી ને ગોવિંદ પણ નથી.

ત્યાં આવે તો તુરત જણાવજે.'

શશિકલા મુંઝાઈ ગઈ: પત્ર તેના હાથમાં જ રહી ગયો.

(૧)

મણિપુરને છેડે એક નાનકડું મકાન હતું. એ રૂપાળી આરામગાહને ફરતી મનોરમ વાડી હતી. સંગેમરમરના સ્તંભો પર ઝૂકી રહેલા ઝરૂખામાં કોઈ કોઈ વાર એક બાલા નજરે પડતી. અરુણના આછા પ્રકાશમાં નિરંતર એનાં દર્શન થવાનાં જ. કુસુમકોમળા નાજુક ગોરા હસ્તો પર નાનકડું વદન ઠેરવી તે દૂર દૂર વાયુલહરી સાથે ગેલ કરતી સરિતા નિહાળતી. ઉષાનો ઉગતો ઉજાસ એના મુખમંડલને ગુલાબી જ્યોતે રંગતો. એની વય કુળવી કઠીન હતી. એ અર્ધખીલી ફુલપાંદડી હતી છતાં એનાં ઘેરાં નયનોના ઉંડાણમાંથી સદીઓની વેદના નીતરતી. મદભર યુવતી ને ચંચલ ચપલાના ભાવોનું એનામાં મિશ્રણ થતું.

પંખીના પરોઢગીતે સુકોમલ સુનંદા સરિતાતટે સ્નાન કરવા જતી. નાગકન્યા જલવિહાર કરી અલોપ થઈ જાય તેમ તે તુરત જ પાછી વળતી. ઘાટના પગથિયે પગથિયે એની મનોરમ પગલીઓ દીપી ઉઠતી. અલૌકિક જલદેવી નીર સામ્રાજ્ય તરછોડી વિદાય થઈ હોય તેમ જણાતું. કઠોર પૃથ્વીના એકાંત ખૂણામાં હૈયાની વરાળ કાઢવા તો તે નહિ છૂપાઇ હોય ! ! !–

સુનંદાના ઉલ્લાસગીતે એ એકલવાયું આંગણું હસી ઊઠતું. મીઠા સ્મિતની આનંદરેખા એના વદન પરથી કદી યે ઓસરતી નહિ: છતાં ય અશ્રુથી કરમાયલી પોયણી સમોવડી એ ઉરનાં એકાંત અનુભવતી. ‘ કહેશો સુનંદા ! તમારા મોહક હાસ્ય પછીતે

શાની વેદના લપાઇ છે ?' સરખી વયની સખીઓ ઘણી વાર એનું જીવનરહસ્ય સમજવા મથતી, "મારે તે વળી વેદના શાની ?" સુનંદા વાત ઉડાવતી, "મારે નથી ઘર કે નથી વર. મારે કોઇની યે વિરહવેદના વેઠવાની નથી. જગતથી હું અજાણી છું. અજાણ્યાં માટે તે આંસુ શાં સારવાં ?"

"સુનંદા ! તું તો પત્થર છે, પત્થર !' એની સખીઓ છણકો કરી વિદાય થતી.

"જરા ય નહિ" એ વિચિત્ર બાલાના ટહુકાનાં ઉલ્લાસનો પડછંદ પડતો: છતાં ય કોઈ દર્દભર્યા આવેગથી વાતાવરણ રૂંધાઇ જતું.

એકલી પડતાં જ એનું હાસ્ય અદશ્ય થતું. કોઈ અણમૂલ અલંકાર પેઠે સુનંદા એને દૂર કરતી. જગતને આનંદવા જ એને આવકાર મળતો. નિહાળનાર ન હોય ત્યાં અલંકારની પણ શી જરૂર ?

સરિતાતીરે એક નાનું શિવાલય હતું. દરેક સૂર્યોદયે મંદિરનો સુવર્ણ કળશ સુવર્ણ રંગે રંગાતો. સૂર્યાસ્તના ક્ષીણ થતા શ્વાસે પણ અંબરે અગ્નિ ભભૂકતો. એવી જ નિયમીત રીતે સુનંદા સવારમાં ત્યાં આવતી. સુવર્ણી છાંટવાળી સફેદ સાડી સજતી. ધડકતા હૃદયે ભાવભીની પ્રાર્થના કરતી. આછા આછા ઉજાસમાં એનું વદન વધારે રંગવિહોણું જણાતું: છતાં ય ક્ષણભંગુર સંસારમાં આવું સૌંદર્ય ઘડીભર અસંભવિત લાગતું. ભયંકર ઝંઝાવાતે અમરાપુરીથી ઊડી પડેલી પારિજાતની પુષ્પમાળા સમી એ ઓપતી.

ઋતુ કઋતુએ, અંધકાર કે પ્રકાશે એનાં પૂજન અર્ચન અખંડિત રહેતાં. એક જ સ્થાને તે હંમેશાં ધ્યાનમગ્ન બનતી. એક જ પ્રકારનાં વસ્ત્રો પહેરતી. વદનરેખા આનંદ ને

આક્રંદ પર વિજય મેળવવા મથતી: પરાઇ હાજરીમાં સ્મિતની ઓઢી સુરેખ એના મુખમંડળ પર સદા ય રહેતી.

૨

સુનંદાના શયનખંડમાં આરસની એક પેટી પડી રહેતી. એમાં એક પત્રનું ખાસ જતન કરવામાં આવ્યું હતું. સુનંદાના આત્માના ઓજસથી એ આલેખાયલો હતો. એમાં એના આંસુની કથા છૂપાએલી હતી—

"સ્ત્રી કે પુરુષને એકાદ ચીજ તો અણમૂલ હોય છે જ. એનો ક્ષણિક વિયોગ પણ એનાથી સહેવાતો નથી. મારે પણ એવી એક અમુલ્ય વસ્તુ છે. મારો વિષાદ. કોઇને ય હું એનો ભાગ આપવા નથી માગતી. બીજું મારૂં કશું જ નથી. કોઇને ય મારૂં કહેવાનો મને હક નથી. મને કશાનો ય આશરો નથી. એથી જ મારી અસ્વસ્થતાને હું ઇર્ષાથી છૂપાવી રાખું છું. મારી અશાંતિ હું કોઇને ય સોંપવા માંગતી નથી; હું કોઈને સોંપી શકું તેમ પણ નથી. મારી આ ગત કોઈ જાણતું નથી: મેં કોઈને જાણવા દીધું પણ નથી. હાસ્યના માયાવી પડદાની પછીતે મારા એ ગુપ્તભંડારને મેં છૂપાવ્યો છે. લીલોતરી પણ પૃથ્વીના ઉદરને એ રીતે છૂપાવી નહિ શકતી હોય. બધાં યે મને હસતી જ જોઈ છે એટલે મારાં આંસુની કથા કદાચ કોઈ માનશે નહિ.

પ્રકાશપૂર્યા જગતમાં હું આવી. પરંતુ મને સ્વાગત દેવા વસુંધરા પણ તૈયાર નહોતી. એક જ વહાલસોયા હસ્તે મને પ્રીતિઝૂલે ઝૂલાવી. એનાં નયન પણ અશ્રુથી છલકાતાં. માતાના ખોળે જ મારૂં જગત સમાઇ જતું. એ પૂજ્યભાવે જ મને જગત સાથે જડી લીધી.

બીજાં બાલકોને જોવા તો સંબંધીઓ ઉભરાય છે. સ્નેહીઓના

વહાલસોયા હાથમાં જ તે ઉછરે છે. એને રમાડનારની પણ ખોટ હોતી નથી. પરંતુ મારા તરફ તો મારા જન્મથી જ દુનિયા ધુરકતી. મારાં સગાં સબંધી તો મેં જોયાં જ નહોતાં. મને ભાવથી બોલાવનાર પણ કોઈ નહોતું.

મારા બાલ્યનો એક પણ બનાવ અલૌકિક નથી. એક પણ બાલસખાએ મને રંજિત કરી નથી. એક પણ સુરેખ આકૃતિ મેં અમીટ નજરે નીહાળી નથી. મારી માતાના વાત્સલ્યભર્યા મુખકમલ સિવાય સુકોમળ ભાવનાઓ નીતરતી મેં બીજે કયાં ય દીઠી નથી.

મારા જીવનમાં પ્રથમ સચોટ રીતે અંકીત થયેલી બીના પણ આંસુની જ કથા છે. મારી માતાના કંઠે હું વળગી પડી હતી. એના ખભા પર મસ્તક નાખી દઈ હું ધ્રુસકાં લઈ રહી હતી. એનાં નયનોમાં પણ અશ્રુનાં પુર ઉભરાયાં હતાં. હજી પણ એ પ્રતિમા મને બરાબર યાદ છે. કમભાગ્યથી વિમાસતી એ ઊભી હતી. તેની પડખે કોઈ વૃદ્ધ પુરુષ ઊભો હતો. સમુદ્રફીણ સમોવડા એમના રૂપેરી વાળ દુઃખભરી દુનિયા પર અમીસીંચન કરતા.

'આ હીનભાગી બાલિકા આપને સોંપું છું' મારી માતા તેમને વિનવી રહી હતી. 'મારાં આંસુની કથા ન ઉકેલશો. આને હું સાચવી શકું તેમ નથી.' પેલા વૃદ્ધે દયાભીના દીલે મારો સ્વીકાર કર્યો. હું મારી માતાના કંઠે બેવડા બળથી વળગી પડી. આંસુના ઓઘ ઉલટ્યા. જનની જતાં મારૂં કોણ? મારૂં જગત ત્યારે મરી જતું હતું. મને એ દેવતુલ્ય પિતાનો પણ ડર લાગ્યો. મારા દિલમાં કાંઇ કાંઈ થઈ ગયું.

પરંતુ હું છેક બાલક હતી. મારી માતાના રુદનથી બારૂં હૃદય વીંધાઇ ગયું. ભયંકર ભાવિની આગાહી આપતું એ દશ્ય અદ્યાપિ હું ભૂલી નથી.

અંધારું થઈ ગયું. રાજમાર્ગ પર અવરજવર ઓછેરી બની. શૂન્યકાર છવાયો. મારી માતા બહાર દોડી. નિશ્ચય ડગે તે પહેલાં દૂર ભાગી જવા તેણે નિર્ણય કર્યો હતો. એક છેલ્લી નજર નાંખીઃ દ્વાર પર ઘડીક થંભીઃ મુગો આશીર્વાદ ગણગણીઃ તે સદાને માટે મારાથી દૂર થઈ.

મારી માતા કોણ હતી તે હું જાણતી નથી. ગમન વેલાનાં એનાં વચનો પણ હું વિસરી ગઈ છું. છેલ્લાં આલિંગન લેતાંઃ છેલ્લી ચૂમી વરસાવતાંઃ નીતરેલાં અશ્રુબિંદુઓ જ મને યાદ છે. મારી માતાનો એ અજોડ વારસો. હાલ પણ મારી તિજોરી માતાની એ થાપણથી સંપૂર્ણ ભરેલી જ છે.

પ્રેમપૂરા દિલે હું જન્મી હતી. એક જ વ્યક્તિને હું સંપૂર્ણ રીતે ચાહી શકી હોત. પણ એ તો મારા જીવન પ્રભાતમાં જ અદૃશ્ય બની. ઝળહળાના સ્વપ્નમાં જ મારો એ જીવનતારક ખરી પડ્યો. અશ્રુની આગાહી થઈ. પ્રેમ ને હાસ્ય મારા સારૂ નહોતાં. તમામ શક્તિઓ અજમાવી હું કિસ્મતની સામે થઈ. વિધિના વિધાન સામે મેં બળવો જગાવ્યો. સૃષ્ટાનો નિર્ણય ફેરવવા મેં પ્રતિજ્ઞા કરી. આશ્રયદાતાને ઉંબરે ચઢતાં જ મેં આંસુનો ત્યાગ કર્યો.

× × ×

એમના વિચિત્ર આવાસમાં થોડા દિવસ તો મેં તદ્દન શાંતિમાં ગાળ્યા. માતાનો આધાર અદૃશ્ય થવાથી મેં શય્યાનો આશ્રય લીધો. કેટલાક દિવસ સુધી તો મેં તેનો ત્યાગ કરવાની જ ના પાડી. હું ખાતી નહિ: પીતી નહિ. પેલા વૃદ્ધ મહાપુરુષે ધીરજ ને શાંતિથી મારી સાથે કામ લેવા માંડ્યું. તેઓ દરરોજ મારી કને આવતા. પોતાના હાથે જ મને ભોજન કરાવતા. ક્રોધમાં હું તેમનો હાથ તરછોડતી. કદાક મારૂં મોં ઉઘાડતી નહિ. દાંત ભીડી હોઠ મજબુત દાબી રાખતી. રખેને

તે ઊઘડી જાય. કેટલીક વાર તો એ વૃદ્ધ પુરુષ ખાવાનું લઈ છેક સાંજ સુધી વાટ જોઈ બેસી રહેતા. જાતે આખો દિવસ ઉપવાસ કરતા. આશરે ઊભેલું બાળક ભૂખ્યું રહે ત્યાં સુધી એક કણ પણ મોંએ અડાડતાં તેમનો જીવ ચાલતો નહિ.

અજાણ્યા અતિથિને સંતોષવા તેઓ દરેક ઉપાયો યોજતા. ક્રમે ક્રમે મારૂં શયનમંદિર રમકડાંનું એક નાનકડું પ્રદર્શન બની ગયું. આંગણાની વાડીને પણ મારી ખાતર વેડફી નાખવામાં આવી. નાનાં નાનાં બાળકો મને રીઝવવા એકઠાં કરતા. તેમને મારાં સહચારી બનાવવા અનેક આકર્ષણો યોજતા. મારૂં હૃદય એ પ્રીતિના ફુવારા ઝીલવા ચાતક સમું અધીરૂં બન્યું. મારા વડીલે છૂટકારાનો દમ ખેંચ્યો. મને રાગે પડેલી જોતાં એમના વહાલસોયા દિલને તાઢક વળી. મારી વદનચર્યામાં અખંડ હાસ્યે વાસ કર્યો.

ધીમે ધીમે એ પુરાણું મહાલય મને ઘર જેવું લાગવા માંડ્યું. વડીલને હું 'દાદાજી' કહી બોલાવવા લાગી. મારૂં નામ સુનંદા પાડવામાં આવ્યું.

હું મોટી થઈ. એટલે દાદાજીએ મને શિવપૂજનની દીક્ષા દીધી. મને પણ એમાં રસ પડયો. પરમપિતા પરમેશ્વરને બધું જ કહેવાય એવું દાદાજીએ મને શીખવાડ્યું. પ્રભુ કને બધું જ મગાય એમ માર્ગદર્શન કર્યું. ભારેમાં ભારે શોકને આનંદમાં પલટાવી નાંખવા માત્ર સરજનહાર જ સમર્થ છે એવું તેમણે મારા દીલમાં ઠસાવ્યું. આતુરતાથી એમનાં વચનમાં મેં વિશ્વાસ મૂકયો. સવાર સાંજ હું શિવાલયમાં જતી. દેવપ્રતિમાને ભાવભીનાં વંદન કરતી. દીલ ખોલીને વાત કરતી. મનુષ્યોમાં મને પ્રથમથી જ વિશ્વાસ નહોતો. એમના પર તો માત્ર હાસ્ય જ વર્ષાવવાનો મેં નિર્ણય કર્યો હતો. મારા અંતરમાં વહેતો અખૂટ અશ્રુઝરો તો માત્ર મારા પ્રભુજી જ પીછાનતા.

દાદાજીના ઘરમાં સંભાળ ને વાત્સલ્યની તો મણા જ નહોતીઃ છતાં ય મારામાં ને અન્ય બાલકોમાં ફેર હતો. હું એ તફાવત સમજતી. મારી અનાથ દશા હું કદી પણ વિસરી શકતી નહિ. એ મહાનુભાવ તો મને પોતાને હાથે જ નવરાવતા ને ખવરાવતા. પૂજા કરતાં પહેલાં કદાચ મને અડકવું પડતું તો શિયાળાની કકડતી ઠંડીમાં પણ એ ઠંડા પાણીએ ફરી સ્નાન કરતા. વળી મારૂં દિલ ડંખાય કે મને દુઃખ થાય એમ જાણી એ તમામ ક્રિયા મારાથી છૂપાવવા ચાંપતા ઇલાજો લેતા. પરંતુ મારાં નયનો તો નિરાળાં હતાં. એસતી માયાજાળમાં એ સહેલાઈથી ફસાઈ જાય તેમ નહોતાં. હું ઘણી વાર તેમને પકડી પાડતી. પરંતુ કાંઈ જ ન બન્યું હોય તેમ તદ્દન સ્વાભાવિકતા ધારણ કરી તેઓ મારો વહેમ ટાળી દેવા પ્રયત્ન કરતા. રખે ને કાંઇક પ્રશ્નાવલીથી હું તેમને મુંઝવીશ એવો તેમને ભય રહેતો. પરંતુ મનુષ્ય સમક્ષ ફરિયાદ કરવાનો હક જ ક્યાં રહ્યો હતો? હું તો મારા પ્રભુના ન્યાયમંદિરે જ નિરંતર ફરિયાદ નોંધાવતી. મીઠાં હાસ્ય હસી, કાલાં કાલાં વચનો ઉચ્ચારી, દાદાજીને હું આહ્‌લાદતી. હું કાંઈ જોતી જ નથી, કાંઈ સમજતી જ નથી એવો હું ડોળ કરતી. પાડોશીઓ 'હું કોણ છું?' એવું ઘણી યે વાર પૂછતા. મારી હાજરીમાં દાદાજી ગૂંચવાતા. 'કેમ વળી? દાદાજી મારા પાલકપિતા છે.' હું વચ્ચે જ બોલી ઊઠતી. દાદાજીને મારાં વચને શાંતિ વળતી.

દાદાજીનું ઘસાયલું શરીર ઘસાતું જ ગયું. એક દિવસ એમના વતન જવાની વાત છેડાઇ. મણિપુરમાં એમણે પ્રથમ ચક્ષુ ખોલ્યાં હતાં: ત્યાં જ સદાને માટે ઢાળી દેવાની એમની અંતિમ અભિલાષા હતી.

આંબા મહોર્યા હતા. વસંતને વધામણે બગીચાનાં ફુલઝાડ ખીલી ઊઠયાં હતાં. ત્યારે અમે આ શાંત ને નિર્જન રાતા

મહાલયમાં આવ્યા. એક વેળા એમાં ઠીક ઠીક વસ્તી હતી. ત્યાં રોજ રોજ મિજલસો જામતી. અત્યારે તો એ વિશાળ દિવાનખાનાં ખાલી જ હતાં. પરંતુ મને તો ત્યાં બહુ જ રાહત હતી; પાસે જ આ સંગેમરમરનું શિવાલય મારા મુંઝાયલા દિલનું એક વિરામસ્થાન થઈ પડ્યું. મારે મન તો બધું સરખું જ જણાયું.

દાદાજી એક વાર ખુબ જ શ્રીમંત હતા. એમનું કુટુંબ પણ ઘણું જ બહોળું હતું. પરંતુ લક્ષ્મીનાં પગલાં વળતાં એ સહુ પણ વેરાઇ ગયાં. માત્ર એક જ એકલવાયો પ્રપૌત્ર એમની પડખે રહ્યો. દાદાજીનું દિલ મુંઝાઈ ગયું. એ છોકરાનો એમણે ત્યાગ કર્યો. અમીઝરતા એ આંગણાને અંતિમ પ્રણામ કર્યા. સંબંધીઓને એમની જરૂર નહોતી: એમના સંબંધ તો તૂટવા જ નિર્માયા હતા.

યમરાજના પડકારે જન્મભૂમિ સાંભરી. ત્યાગેલું નિવાસસ્થાન સ્મૃતિપટે અંકાઇ રહ્યું 'એ સ્થાને જ' દાદાજી કહેતા, 'એમણે જીવન જીવ્યું ને જોયું. એ સ્થાને જ પરમપ્રિય વસ્તુઓ એમણે મેળવી ને ખોઈ. મૃત્યુમુખે ઊભા રહેતાં એ વહાલાંનો વિરહ કેમ સહેવાશે? એમની રાખ સાથે જ મારી રાખ પણ ભળી જશે.'

અહીંઆં જ તારૂં ને મારૂં પ્રથમ મિલન થયું; શ્યામળા અરણ્યમાં: અંધારા આગારમાં: તું જ એકલા પ્રકાશની એકલવાયી રેખા સમોવડો અનન્ય ભાસ્યો. આજ અનેક વર્ષોનાં વહાણાં વાયાં છે છતાં પણ તું આજે એ દિવસને યાદ કરી રહ્યો હોઇશ.

ત્યારે આ સરિતા તારા ઘરની નજીક જ વહેતી: આ ઘાટની પગથિયો નિર્મલ જળના ઉંડાણમાં લપાતી. અત્યારે તો પાણી પામતાં સૂકી રેતીમાં જરા રગદોળાવું પડે છે. આ

વિશાળ વટવૃક્ષ અનાદિકાળથી અચળ ઊભેલું જણાય છે. પોતાની આસમાની સુલતાની પાણીના અંતરપટે ઉકેલી રહ્યું છે. એની નીચે પડેલી શિલાઓ લોકોની નાવણપાટ બની રહી છે.

તે દિવસે હું મારા ખંડની બહાર જરા લટાર મારવા નીકળી હતી. આમાંની એક શિલા પર હું બેઠી. દિનકરના પ્રથમ સ્પર્શે ગુલાબી વાતાવરણ પમરી રહ્યું હતું. સૂર્યદેવનું સ્વાગત કરવા પંખીકલરવો ગુંજી રહ્યા હતા. ગહન ભાવિનો વિચાર કરતી હું બેઠી હતી. મારાં કોઈ સગાં વહાલાં હશે ખરાં? —એ ગંભીર પ્રશ્ને હું ગુંચવાઈ હતી. હું તો કોઈ નહોતી જાણતી. જેના આશ્રયે હું ઉછરી હતી તેના દિવસો પણ હવે ભરાઈ ચૂકયા હતા. એવા વિચારવમળે હું તણાવા લાગી ત્યાં તો તારો પગરવ સંભળાયો. તું નદીમાંથી બહાર નીકળતો હતો. મેં ઉંચું જોયું. મારાં નયનને તું હજી હમણાં જ પ્રગટેલા તારક સમોવડો ભાસ્યો. અરુણના આછા ઉજાસમાં આપણી દૃષ્ટેદૃષ્ટ મળી. અન્યની નજરે અપશુકનિયાળ પણ મારે માટે તો એ અમોલી પળ હતી.

ઊગતી જુવાનીમાં મનુષ્ય સહચાર માટે મરી પડે છે. દાદાજી ને હું: એકને તારે પસંદ કરવાનું હતું. નૈસર્ગિક રીતે રીતે તેં સખીને સત્કાર દીધો. મેં પણ તારા સહચારને વધાવ્યો. મારૂં આણેલું હાસ્ય તારી સંગતિથી સત્ય બન્યું. તારી પડખે રહી ખિન્નતા ને વિષાદને મેં દેશવટો દીધો. બહાર તેમ જ અંદર હું જ્યોતિર્મય બની. અનેક દિવસો એમ અજાણે જ સરી ગયા. અત્યારે તો એ શમણાં પણ શમી ગયાં છે. પણ એ સ્મરણ નથી ભુંસાયાં. સ્વપ્નદેવીની ઊડતી પાંખથી ખરતાં સુવર્ણરંગી પીંછાં હજી યે ઝબકી રહ્યાં છે.

એ થોડા દિવસોમાં જીવનના અંધકારનું પૂરેપૂરૂં વેર વાળવા મેં નિર્ણય કર્યો હતો. મારી હૃદયવીણા મધુર

ઝંકાર કરી રહી હતી. મારી આતુરતામાં મેં હદ પાર ગતિ વધારી દીધી; અચાનક તાર તૂટયો: ત્યારની મારી વીણા શૂન્ય પડી છે.

આનંદ ને ઉલ્લાસમાં આપણે ભમતાં. પરંતુ યમરાજ આપણે આંગણે અવતરી ચૂકયા હતા. દાદાજી પથારીવશ બની ગયા હતા. એમની અંતિમ બીમારીમાં પણ હું મારા આનંદમાં મસ્ત હતી. દિવસમાં માત્ર બે જ વાર હું તેમના ખંડમાં જતી. અર્ધો દીસે હું તેની પાંગથે બેસતી. એ મારા સામું જોઈ રહેતા. એમનાં નમ્ર નયનોમાં દયા ઉભરાતી. ધ્રુજતા હાથે તે મને પાસે ખેંચી પસવારતા. અખંડ સુખશાંતિના અનંત ધામ તરફ પ્રયાણ કરતાં પણ એ પાલકપુત્રીના વિચાર વમળે પાછળ પડી જતા. એમને આશ્રયે ઉછરેલી અનાથ બાલિકા ફરીથી એકલવાયી થશે? હૃદય કોરી એ ચિંતા એમનું અવસાન નજીક આણતી. એવા ઉમદા પુરુષ મેં જોયા નહોતા. છતાં ય કોણ જાણે કેમ? મને સ્પર્શ કર્યા પછી તે હંમેશાં સ્નાન કરતા. મારો સ્પર્શ એમને પણ કલંક સમાન લાગતો તો હું બીજા કોની આશા રાખી શકું?

આ વિચારો તો હવે આવે છે. ત્યારે તો હું વિષાદનો વિચાર કરવા નવરી પણ નહોતી. કોઈ કોઈવાર દાદાજી મને કાંઈ કહેવા પ્રયાસ કરતા. અનેકવાર મળ્યા છતાં એ બોલી શકતા નહિ. પરંતુ એમની જીભ જે બોલી શકતી નહિ એ એમની આંખો કહી આપતી. મારી પાસે એ કાંઈ યાચતા જણાતા. એમણે જ મને સર્વસ્વ દીધું હતું. છતાં ય મારી પાસે એમને શું યાચવાનું હશે? ત્યારે તો એ વિચારવા મેં જરા ય પ્રયત્ન કર્યો નહોતો. ઘરડા મનુષ્યની અશ્રુપૂર્ણ ઝાંખી આંખો મને શું કહેવા મથી રહી હશે? તે વેળા એ કળવાની મને તો ફુરસદ પણ નહોતી. મારાં શામળાં નયન

એમ કેટલાય દિવસ વહી ગયા...

× × ×

એક સવારે તું દાદાજીના ખંડમાં ગયો. તે દિવસે તેં એ ત્રણ કલાક ત્યાં ગાળ્યા. તમે બે જણે શી વાતચીત કરી તે હું જાણતી નથી. તું બહાર નીકળ્યો કે તુરત જ મને બોલાવવામાં આવી. હું અંદર ગઈ. દાદાજી મારા તરફ વળ્યા, "બેટા!" તે મને કહેવા લાગ્યા, "હવે મારા દિવસો ભરાઈ ચૂક્યા છે. આ સંસારનો હું ત્યાગ કરૂં ત્યાર પહેલાં મારે તને ને સુદર્શનને થોડુંક કહેવાનું છે. સુદર્શનને મેં બધી વાત કરી દીધી. એ તો પુરુષ છે. તે પોતાનું સંભાળી લેશે. પરંતુ મને તારી બહુ જ ફિકર થાય છે."

બોલતાં બોલતાં તે ઘડીક થંભ્યા. મારા તરફ તેમણે એક તીણો દૃષ્ટિપાત કર્યો. હું સ્થિર બેસી રહી હતી. મારૂં હૃદય ધડકી રહ્યું હતું. મારાથી એમની તીવ્ર નજર ન ઝીલાઈ. મેં નીચું જોયું.

"બેટા!" દાદાજીએ ફરી બોલવા માંડયું, "હું તને કેટલી ચાહું છું એનો કદાચ તને ખ્યાલ પણ નહિ હોય. સુદર્શન મને વહાલો છે પરંતુ તારા ઉપર પણ મારો સ્નેહભાવ જરા ય ઓછો નથી. તું બધું જ જાણે છે. એક વાર મેં આ ઘરનો ત્યાગ કર્યો હતો. એને વેરાન બનાવી મૂક્યું હતું. એ ક્ષણે કોઈ પણ સંસારી વ્યક્તિ માટે પ્રીતિ ન કરવાના મેં સોગંદ લીધા હતા. પ્રેમ અનંત ચિંતા ને દુઃખનું મૂળ છે. છતાં તારા વદનકમળે મારા સોગંદ મૂકાવ્યા. મનુષ્યહૃદય લાંબા ગાળા સુધી શૂન્ય રહી શકતું જ નથી. જાણે અજાણે કોઈ પણ વ્યક્તિ માનવદિલમાં પ્રવેશ કરે છે: એનું સત્તાધીશ બને છે. જગતની ઘટમાળ જ એવી છે. તું આવી મારા હૃદયની મહારાણી બની રહી. સુદર્શન તો એ વેળા એને મોસાળ

જતી. આપણા આનંદપૂર્ણ હાસ્ય એ બીમારીના બિછાને પણ પહોંચી ગયાં હતાં. પરંતુ આનંદનો પ્રતિધ્વનિ કેમ ન સ્ફુરતો ? ઊલટી વિષાદ છાયા કેમ છવાતી ?

એવા પ્રસંગ પછી હું એકલી જ બેસી રહેતી. મારાથી એક પણ વેણ ઉચ્ચારી શકાતું નહિ. ભાવિ આપત્તિની આગાહી મારા આનંદને પણ અંધકારમય બનાવી દેતી. કયા પ્રકારની આપત્તિની સામે થવા મને આવાહ્ન કરવામાં આવતું હતું ? મારે શાને કાજે તૈયાર રહેવાનું હશે ? તેં તો મારી વિરુદ્ધ કાંઈ ભરડી માર્યું નહિ હોય ? પણ તારે એમ શા માટે કરવું પડે ? મેં તારૂં કશું જ બગાડયું નહોતું. મારી માતાનું અવસાન થયું હશે ? કદાચ એ આઘાત મારે ઝીલવાનો હશે. એની અંતિમ વિદાય વેળા તો હું બાલક હતી. છતાં પણ આંસુથી છલકાતું એનું વદન હું જરા ય વિસરી શકી નહોતી. એનું સંપૂર્ણ ચિત્ર ખડું કર્યું તથાપિ મારાં નયન તો અશ્રુવિહોણાં જ રહ્યાં. મારો ત્યાગ કરનાર જનેતા માટે મારે વળી આંસુ કેવાં સારવાં ? શેરીમાં ભટકતા ભીખારી પણ પોતાનાં સંતાનોનો ત્યાગ કરતાં નથી. મારા હૈયાને મેં વજ્રસમું કઠોર બનાવી દીધું. નાહક મારે શા માટે રડવું ? અંતઃકરણનાં બધાં જ શામળાં છાયાચિત્રોને મેં હાંકી કાઢયાં.

એ પહેલાં તો આનંદજ્યોતે મારૂં જીવન ભરી દીધેલું હતું. પરંતુ હવે એ દીપક વિલીન થવા લાગ્યા. હું મૂઢ બની. હતાશ થઈ ગઈ. મેં ઘર બહાર નીકળવાનું બંધ કરી દીધું. નજીવાં કામકાજમાં હું મારો સમય ગુમાવવા લાગી. મારા આ થી તું પણ મુંઝાયો. એનાં કારણ જાણવા તેં આકાશ એક કર્યાં. ઉત્તરમાં હું માત્ર હસતી જ. પરંતુ મારે ને ૨ બન્યા જ જતું. તારાથી હું મારૂં

એમ કેટલાય દિવસ વહી ગયા...

× × ×

એક સવારે તું દાદાજીના ખંડમાં ગયો. તે દિવસે તેં એ ત્રણ કલાક ત્યાં ગાળ્યા. તમે બે જણે શી વાતચીત કરી તે હું જાણતી નથી. તું બહાર નીકળ્યો કે તુરત જ મને બોલાવવામાં આવી. હું અંદર ગઇ. દાદાજી મારા તરફ વળ્યા, "બેટા!" તે મને કહેવા લાગ્યા, "હવે મારા દિવસો ભરાઈ ચૂક્યા છે. આ સંસારનો હું ત્યાગ કરૂં ત્યાર પહેલાં મારે તને ને સુદર્શનને થોડુંક કહેવાનું છે. સુદર્શનને મેં બધી વાત કરી દીધી. એ તો પુરુષ છે. તે પોતાનું સંભાળી લેશે. પરંતુ મને તારી બહુ જ ફિકર થાય છે."

બોલતાં બોલતાં તે ઘડીક થંભ્યા. મારા તરફ તેમણે એક તીણો દૃષ્ટિપાત કર્યો. હું સ્થિર બેસી રહી હતી. મારૂં હૃદય ધડકી રહ્યું હતું. મારાથી એમની તીવ્ર નજર ન ઝીલાઈ. મેં નીચું જોયું.

"બેટા!" દાદાજીએ ફરી બોલવા માંડયું, "હું તને કેટલી ચાહું છું એનો કદાચ તને ખ્યાલ પણ નહિ હોય. સુદર્શન મને વહાલો છે પરંતુ તારા ઉપર પણ મારો સ્નેહભાવ જરા ય ઓછો નથી. તું બધું જ જાણે છે. એક વાર મેં આ ઘરનો ત્યાગ કર્યો હતો. એને વેરાન બનાવી મૂક્યું હતું. એ ક્ષણે કોઈ પણ સંસારી વ્યક્તિ માટે પ્રીતિ ન કરવાના મેં સોગંદ લીધા હતા. પ્રેમ અનંત ચિંતા ને દુઃખનું મૂળ છે. છતાં તારા વદનકમળે મારા સોગંદ મૂકાવ્યા. મનુષ્યહૃદય લાંબા ગાળા સુધી શૂન્ય રહી શકતું જ નથી. જાણે અજાણે કોઈ પણ વ્યક્તિ માનવદિલમાં પ્રવેશ કરે છે: એનું સત્તાધીશ બને છે. જગતની ઘટમાળ જ એવી છે. તું આવી મારા હૃદયની બાલરાણી બની રહી. સુદર્શન તો એ વેળા એને મોસાળ

હતો. જાણી બુઝીને જ મેં એને ત્યાં રહેવા દીધો હતો. સ્નેહની માયાજાળથી મારે દૂર રહેવું હતું. પરંતુ વસુંધરા તો એવા સંબંધથી ભરપૂર છે. એટલે હું બચી શક્યો નહિ. તને કેવી રીતે ઉછેરી: કેટકેટલાં લાડ લડાવ્યાં: એ સર્વ તું જાણે છે. દરેક વિપત્તિથી મેં તારૂં રક્ષણ કર્યું. મારૂં ચાલ્યું ત્યાં સુધી મેં તને પાપથી અળગી રાખી. પરંતુ લલાટે લખેલા લેખ કોણ ટાળી શક્યું છે? તારી જીવનવેલી પર મારે જ પ્રથમ ઘા કરવો પડશે એવું કોણ જાણતું હતું? એ ભયંકર કર્તવ્ય નિવારવા મેં ઘણા ય પ્રયત્નો કર્યા પરંતુ મને એકકે ય બીજો માર્ગ સુઝયો જ નહિ.

હું તો મુગી મુગી સાંભળ્યા જ કરતી હતી. દાદાજીના એક એક વચને મારૂં હૈયું ઠંડુંગાર બનતું જતું હતું.

પછી જે હકીકત મેં સાંભળી એ તમામ મને ભયંકર લાગી. પાપ કોને કહેવાય તેની મને ખબર નહોતી. દાદાજીની વાત પરથી એટલું સ્પષ્ટ થયું કે મારો જન્મ એવા કોઈ પાપનું પરિણામ હતું. મારી માતાએ મારો શા માટે ત્યાગ કર્યો હતો એ મને ત્યારે જ પ્રથમ સમજાયું. ગરીબાઈને લીધે એણે મારો ત્યાગ નહોતો કર્યો. એને પોતાની જાતનો જ ડર લાગ્યો હતો. મને પણ પોતે પાપનાં પુંજમાં નાંખી દેશે એવી તેને બીક લાગી હતી. તેથી જ મને દાદાજી જેવા સાધુ પુરુષને હવાલે કરવામાં આવી હતી. એ મહાપુરુષનું પુણ્ય એનું પાપ પ્રજાળી નાંખશે એવી મારી માતાએ આશા રાખી હશે. પરંતુ સાબુથી ધોવાયા છતાં કોલસા સફેદ થયા સાંભળ્યા છે? મારા જન્મ પહેલાનું પાપ મારો પડછાયો બની રહ્યું હતું.

"બેટા!" એ વૃદ્ધ વડીલે આગળ ચલાવ્યું, 'તને મેં સર્વ ચીજથી વહાલી ગણી છે. પરંતુ મનુષ્ય નિર્બલ છે. તે જલ્દી કલંકિત બની જાય છે. મારી વર્તણુંકથી મેં તને ઘણું ય

દુઃખ આપ્યું છે. તારો સ્પર્શ મને અપવિત્ર બનાવતો એ જોઈ કેટલી યે વાર તારૂં દિલ ડુંખ્યું હશે. પરંતુ તેમ કર્યા વિના મારો છૂટકો નહોતો. મારા પોતાના સંતાન જેટલો જ મેં તારા પર ભાવ રાખ્યો છે. મારા જીવના જોખમે પણ મેં તારી સંભાળ રાખી છે. હવે હું મૃત્યુકિનારે ઊભો છું. એ પળે મારે તારી એક કૃપા યાચવાની છે. તું સુદર્શનની આંખની કીકી બની રહી છે એ વાત મારી જાણ બહાર નથી. મને તો ઘણા ય દિવસથી એ માહિતી મળી ચૂકી હતી. કદાચ તને આજ સુધી એની ભ્રાંતિ પણ નહિ થઈ હોય. પુત્રી! સુદર્શને આજે એ વાતનો મારી આગળ એકરાર કર્યો છે. તું પવિત્ર જાહ્નવીના જલ સમી પવિત્ર છે એ વાતની મને પૂરેપૂરી ખાત્રી છે. હું તો એ વાત ચોક્કસ જાણું છું. પરંતુ આપણો સમાજ એ વાત કબુલ નહિ રાખે. એમના કાયદા પ્રમાણે તો તું ન્યાત બહાર છે. એટલે આજે મારી આગળ એક પ્રતિજ્ઞા કર. દીકરા! એ સમાજ આગળ સુદર્શનને શરમાવું પડે એવું એક પણ કૃત્ય તું કરીશ નહિ. તું સોગંદ લે કે તું એનો ત્યાગ કરીશ. મારા વંશનો તે એકલો જ કુલદીપક છે. લાયક જીવન જીવવા તું એને છૂટો મૂકજે. એક વાર તું પાષાણહૃદયી બનીશ તો કાળક્રમે એ તને વિસરી જશે જ. પુરુષ સ્વભાવ જ એવો છે. મારી તમામ મિલકત હું તારે નામે ચઢાવી જાઉં છું. તારો જીવનનિર્વાહ તું સુખેથી નભાવી શકીશ."

મિલકતની વાત સાંભળતાં મારા દિલમાં કાંટા ભોંકાયા. એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના મેં એમની ઇચ્છાનુસાર સોગંદ લીધા. કેટલું ને કેવું કર્તવ્ય મેં એ પળે વહોરી લીધું એ તો હું ત્યારપછી જ સમજી.

"બેટા!' દાદાજીએ મારે મસ્તકે હાથ મૂકી આશીર્વાદ

હતો. જાણી બુઝીને જ મેં એને ત્યાં રહેવા દીધો હતો. સ્નેહની માયાજાળથી મારે દૂર રહેવું હતું. પરંતુ વસુંધરા તો એવા સંબંધથી ભરપૂર છે. એટલે હું બચી શકયો નહિ. તને કેવી રીતે ઉછેરી: કેટકેટલાં લાડ લડાવ્યાં: એ સર્વ તું જાણે છે. દરેક વિપત્તિથી મેં તારૂં રક્ષણ કર્યું. મારૂં ચાલ્યું ત્યાં સુધી મેં તને પાપથી અળગી રાખી. પરંતુ લલાટે લખેલા લેખ કોણ ટાળી શકયું છે? તારી જીવનવેલી પર મારે જ પ્રથમ ઘા કરવો પડશે એવું કોણ જાણતું હતું? એ ભયંકર કર્તવ્ય નિવારવા મેં ઘણા ય પ્રયત્નો કર્યા પરંતુ મને એકકે ય બીજો માર્ગ સુઝયો જ નહિ.

હું તો મુગી મુગી સાંભળ્યા જ કરતી હતી. દાદાજીના એક એક વચને મારૂં હૈયું ઠંડુગાર બનતું જતું હતું.

પછી જે હકીકત મેં સાંભળી એ તમામ મને ભયંકર લાગી. પાપ કોને કહેવાય તેની મને ખબર નહોતી. દાદાજીની વાત પરથી એટલું સ્પષ્ટ થયું કે મારો જન્મ એવા કોઈ પાપનું પરિણામ હતું. મારી માતાએ મારો શા માટે ત્યાગ કર્યો હતો એ મને ત્યારે જ પ્રથમ સમજાયું. ગરીબાઈને લીધે એણે મારો ત્યાગ નહોતો કર્યો. એને પોતાની જાતનો જ ડર લાગ્યો હતો. મને પણ પોતે પાપનાં પુંજમાં નાંખી દેશે એવી તેને બીક લાગી હતી. તેથી જ મને દાદાજી જેવા સાધુ પુરુષને હવાલે કરવામાં આવી હતી. એ મહાપુરુષનું પુણ્ય એનું પાપ પ્રજાળી નાંખશે એવી મારી માતાએ આશા રાખી હશે. પરંતુ સાબુથી ધોવાયા છતાં કોલસા સફેદ થયા સાંભળ્યા છે? મારા જન્મ પહેલાનું પાપ મારો પડછાયો બની રહ્યું હતું.

"બેટા!" એ વૃદ્ધ વડીલે આગળ ચલાવ્યું, 'તને મેં સર્વ ચીજથી વહાલી ગણી છે. પરંતુ મનુષ્ય નિર્બલ છે. તે જલ્દી કલંકિત બની જાય છે. મારી વર્તણુંકથી મેં તને ઘણું ય

દુઃખ આપ્યું છે. તારો સ્પર્શ મને અપવિત્ર બનાવતો એ જોઈ કેટલી યે વાર તારૂં દિલ ડંખ્યું હશે. પરંતુ તેમ કર્યા વિના મારો છૂટકો નહોતો. મારા પોતાના સંતાન જેટલો જ મેં તારા પર ભાવ રાખ્યો છે. મારા જીવના જોખમે પણ મેં તારી સંભાળ રાખી છે. હવે હું મૃત્યુકિનારે ઊભો છું. એ પળે મારે તારી એક કૃપા યાચવાની છે. તું સુદર્શનની આંખની કીકી બની રહી છે એ વાત મારી જાણ બહાર નથી. મને તો ઘણા ય દિવસથી એ માહિતી મળી ચૂકી હતી. કદાચ તને આજ સુધી એની ભ્રાંતિ પણ નહિ થઈ હોય. પુત્રી ! સુદર્શને આજે એ વાતનો મારી આગળ એકરાર કર્યો છે. તું પવિત્ર જાહ્નવીના જલ સમી પવિત્ર છે એ વાતની મને પૂરેપૂરી ખાત્રી છે. હું તો એ વાત ચોક્કસ જાણું છું. પરંતુ આપણો સમાજ એ વાત કબુલ નહિ રાખે. એમના કાયદા પ્રમાણે તો તું ન્યાત બહાર છે. એટલે આજે મારી આગળ એક પ્રતિજ્ઞા કર. દીકરા ! એ સમાજ આગળ સુદર્શનને શરમાવું પડે એવું એક પણ કૃત્ય તું કરીશ નહિ. તું સોગંદ લે કે તું એનો ત્યાગ કરીશ. મારા વંશનો તે એકલો જ કુલદીપક છે. લાયક જીવન જીવવા તું એને છૂટો મૂકજે. એક વાર તું પાષાણહૃદયી બનીશ તો કાળક્રમે એ તને વિસરી જશે જ. પુરુષ સ્વભાવ જ એવો છે. મારી તમામ મિલકત હું તારે નામે ચઢાવી જાઉં છું. તારો જીવનનિર્વાહ તું સુખેથી નભાવી શકીશ.”

મિલકતની વાત સાંભળતાં મારા દિલમાં કાંટા ભોંકાયા. એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના મેં એમની ઇચ્છાનુસાર સોગંદ લીધા. કેટલું ને કેવું કર્તવ્ય મેં એ પળે વહોરી લીધું એ તો હું ત્યારપછી જ સમજી.

“ બેટા ! ’ દાદાજીએ મારે મસ્તકે હાથ મૂકી આશીર્વાદ

દીધા," આવતે ભવે સાવિત્રી થજે. આ જન્મે તપેલાં તપ તારાં પાપ પ્રજાળી નાખશે. તારૂં સર્વસ્વ પ્રભુચરણે સમર્પણ કરજે. તારા જેવીનો પતિ થવા પ્રભુ વિના કોણ લાયક હોય?

હું ખંડની બહાર આવી. કન્યકા સ્વરૂપે મેં એ ખંડમાં પ્રવેશ કર્યો હતો. પ્રૌઢા બની હું બહાર નીકળી. હું મારૂં જીવન સર્વસ્વ અજાણતાં જ તને અર્પણ કરી ચુકી હતી એ સત્ય ઘટના મને ત્યારે જ સમજાઈ. સંસારની કાંઈ પણ વસ્તુ કરતાં હું તને વધારે ચહાતી હતી એની મને એ ઘડીએ જ ખબર પડી. છતાં ય તારો સદાને માટે ત્યાગ કરવાના મેં સોગંદ લીધા. દુનિયા દેખશે કે મેં તારો ત્યાગ કર્યો છે પરંતુ મનુષ્ય હૃદયનું કોઈ માલિક છે? આનંદકાળમાં તું મારો મિત્ર બની રહ્યો હતો. વિષાદનાં વર્ષોમાં તો તું મારૂં જગત બની જશે.

અત્યારે પણ હું તને ઘડી યે ભૂલી શકી નથી. તને મારી વિસ્મૃતિ કરાવી શકી છું એટલું ઓછું નથી.

× × ×

તું ન સમજે તેમ હું ધીમે ધીમે તારાથી અળગી થવા માંડી. તારી સાથે મારે વાદ નહતો કરવો. એટલે ઘરકામમાંથી હું નવરી જ ન પડતી હોઉં એવો મેં દેખાવ કરવા માંડયો: બાલકની પેઠે ખેલવા હવે મને ફુરસદ નહોતી. તું તો મારા સહચારનો ખેલાડી હતો ને? મારે તારી સાથે બીજી શી નિસ્બત? એવા વિચારો કરી મેં મારૂં મન મનાવ્યું.

તારી આગળ મેં લગ્નની વાત પણ કદી છેડી નહોતી. હવે તો તારાં લગ્નની વાત વારંવાર છેડી હું તારી મજાક કરવા લાગી. તારી ભાવિ પત્નીની વાતો કાઢી તને ચીઢવવા લાગી. તું ગુસ્સે થતો તેમ તેમ હું તને વધારે ખીજવતી. પોષી પુનમે તું મારી પાસે આવ્યો. તું એક ફુલહાર ગુંથી

તારે માથે ન જ ઓરાઢું. તારા ઉજ્જ્વલ નામને કદાપિ કલંકિત ન કરૂં. તેથી જ તને પાપની પુતળીની છાયાથી દૂર રાખવા મેં પ્રયત્ન કરવા માંડયો. મારા દિલની એ છૂપી વાત હતી. એની જરા પણ ગંધ આવવા દઉં તો તું મારાથી દૂર ન જ થા એવી મને ખાત્રી હતી. મારી શરમનો ભાર સાથે સહેવા તું તૈયાર જ હોઉં. એટલે એ વાતનો અંશ પણ મારે તને જાણવા દેવો ન જોઈએ. એ ઉમદા કુટુંબનો તું એકલો જ સ્મરણસ્તંભ હતો. હું તો જ્ઞાતિબહાર હતી. પ્રભુ ને મનુષ્યે મારો ત્યાગ કરેલો હતો. આવી વિરોધી એ વ્યક્તિઓ કેવી રીતે એક થઈ શકે ?

એક વાર બધું જ તારી આગળ સ્પષ્ટ કરી દેવા મને મન થતું. તારી બધી યે વાતો સાંભળવાનું મને બહુ જ મન હતું. એટલે હૃદયને હલકું કરવા મારૂં દિલ ચસકતું. હૈયાવિહોણી બનવા મને કેમ ફરજ પડી; પરિણામે મને શું શું વીત્યું ?–એ સર્વ તારી આગળ કબુલ કરી દેવા દિલ તલસતું. પરંતુ એ વિચારને હું હંમેશાં ઠારતી. તારા દુઃખમાં મારે વધારો શાને કરવો ? તારે મને ભૂલી જ જવી જોઈએ. કોઇ પણ પ્રકારની સમજુતીનું શું પ્રયોજન ! છતાં ય હવે મને લાગે છે કે એમ કર્યું હોત તો ઠીક થાત.

ફરી એક વાર આપણે કમલવનમાં મળ્યાં પ્રથમ મિલનની યાદી તાજી થઈ. નયનયુગલે હર્ષાશ્રુ ઉભરાયાં. રખે ને મારી છૂપી વાત ઉઘાડી પડી જાય. મને મારી જાતમાં અવિશ્વાસ આવ્યો. તુરત જ મેં દૃષ્ટિ ફેરવી લીધી.

"આ વર્ષે ફુલનો કેવો સરસ ફાલ આવ્યો છે ?" જાણે કાંઈ જ ખાસ ન બન્યું હોય એમ હું નિઃસ્પૃહતાથી બોલી.

"કેમ ?...તને યાદ નથી ?" તેં વાત ઉપાડી લીધી, "ગયે વર્ષે પણ આવો જ સરસ ફાલ આવ્યો હતો. આ જ

શિલા પર આપણે બન્ને બેઠાં હતાં. તેં શ્વેત પુષ્પોનો એક લાંબો હાર બનાવ્યો હતો. એટલામાં તું બધું ભૂલી ગઈ?"

"નાનપણની વાતો યાદ ન રહે." મેં પતાવ્યું.

"નાનપણ! હું તો ગયા વર્ષની જ વાત કરૂં છું. આટલું જલદી તું ભલું ભૂલી શકે છે?"

"એવી નજીવી વાતો શું યાદ રાખવી?": મેં તુચ્છકાર દાખવ્યો.

"મને તો ઘણી યે નજીવી વાતો યાદ રહે છે" તારા અવાજમાં ખેદની કઠોરતા સ્પષ્ટ હતી.

"તારી સ્મરણશક્તિ મને આપું તો? મારી શક્તિ તો મને ઓસરી ગઈ જણાય છે."—હું હસી.

અત્યારે તું હાજર હોય તો હું તને એથી યે ઝીણી વિગતો સંભળાવું મારા હૃદયપટે તો કેટલી યે નજીવી વાતો આલેખાઈ રહી છે. તારી દરેક દૃષ્ટિ: તારી દરેક હિલચાલ મારી હૃદયકટોરીમાં ઝીલાઇ છે. તારી બધી ય ટેવોની મને માહિતી છે. તને ભાવતી ન ભાવતી દરેક ચીજ મને યાદ છે. એ વેળાએ તારી અવગણના કરવાનો હું તો માત્ર ઢોંગ કરતી હતી. છતાં ય તારા દરેક સુખની દરકાર રાખવા હું કદાપિ ચૂકતી નહિ. ફક્ત તને અંધ બનાવવાનો જ મેં પ્રયાસ આદર્યો હતો. એટલો જલદી તું અંધ કેમ બની શક્યો? મારી આનંદવૃત્તિની આછી પછીત તું કેમ ન ભેદી શક્યો?

હું ઓછી ને ઓછી તારી નજરે ચઢતી. તારી સાથે બોલવાની કે હરવા ફરવાની તો મને ફુરસદ જ નહોતી. જેમ જેમ મેં બાહ્યદૃષ્ટિએ તારો હરેક રીતે ત્યાગ કરવા માંડ્યો તેમ તેમ મારા અંતરના અજાણ્યા ઉંડાણે તારી છબી વધારે ને વધારે દૃઢ થતી ગઈ. મને વિચાર આવતા તો માત્ર તારા જ. હું પરિશ્રમ લેતી તો માત્ર તારે જ કાજે. મારો આનંદ-

તારામાં જ પૂર્ણ થતો. ક્વચિત હું અજાણતાં તારી સેવા કરી શકતી તો મને ભારે આહ્લાદ થતો.

દર પ્રભાતે હું મંદિરે જતી. પ્રતિમાને વંદન કરતી. મારી ચિંતા–મારી વેદના–માત્ર ત્યાં જ હું ઉકેલતી. તારી સાથે હું દગો રમતી. પરંતુ પરમપિતા પરમેશ્વર આગળ હું પ્રાયશ્ચિત્ત કરતી. એ સર્વ પણ તારા માટે: તારા ભલા માટે જ.

'પરંતુ એ પશ્ચાતાપથી પણ મને નિરાંત નહોતી. તારી ખાતર પ્રભુભજનમાં ય હું ચલિત થતી. શરમની મારી, દુઃખની દાઝી, મારા સર્વ અપરાધ હું આ પત્રમાં કબુલ કરૂં છું: તારી ક્ષમાની આશા રાખું છું. સંધ્યાની પ્રાર્થનામાં માથું નમાવી, હસ્તાંજલિ રચી, પ્રભુપ્રતિમા આગળ હું ઊભી રહેતી. પરંતુ પ્રભુસ્મરણે મારૂં દિલ નહોતું ઉભરાતું. એમની સાથે પણ હું દગો રમતી: કારણ કે મારી રગેરગમાં તારી છાયા તરવરતી. પુનિત જલની છોળો મારા અંગને નવરાવતી: વારસામાં મળેલા કલંકને એ પૂણ્યોર્મિ ધોતી. મારો આત્મા રસદર્શને રાજતો, મારા તપનું ફલ નજીક ભાસતું. તારા પુનિત સહચારે જીવનકલંકથી મુક્ત થઈ પુનર્જન્મમાં તારા સહચારને યોગ્ય બનવા હું તલસતી. શંખનાદ શરૂ થતા, રૂપેરી આરતી ચમકતી. પરંતુ એ જડસૃષ્ટિ માટે મારે ચક્ષુ નહોતાં: કર્ણયુગલ નકામાં બનતાં. મારો હરેક જીવનતંતુ તારામાં એકતાન થતો. મંદિરમાં પણ તારી મૂર્તિ સિવાય મને અન્ય કાંઈ જ જણાતું નહિ. અત્યારે પણ તું પ્રત્યક્ષ થાય છે ને હું રોમાંચ અનુભવું છું.

મંદિરેથી ઘેર આવતાં હું ભયથી ધ્રુજી ઊઠતી. હું પ્રભુની અવગણના કરતી એથી એમના રોષનો મને ભય લાગતો. એથી તારા પર તો અણધારી આપત્તિ નહી આવી પડે ને? પ્રણયપાત્રને દંડી ઘણી યે વાર સ્ત્રીજાતિને શિક્ષા કરવામાં આવે છે.

તને ય એ દેવમાં આસ્થા નહોતી. તું મંદિરે જતો.

પરંતુ પ્રભુ કાજે નહિ. પ્રભુની નજરમાં આપણે બંને ય પાપી હતાં. પરંતુ તારૂં પાપ મારે લીધે હતું. માથું નમાવી હું પ્રાર્થના કરતી. મારા પાપ માટે હું ક્ષમા નહોતી માગતી. માત્ર મને જ શિક્ષા કરવા હું પ્રભુને વારે વારે વીનવતી.

પ્રભુને કદાપિ છેતરી શકાતા નથી. એવું દાદાજીએ મને કહ્યું હતું એટલે હું એમની સેવામાં જ દેહસમર્પણ કરવાના નિશ્ચય પર આવી હતી; એ જ મારી સંભાળ રાખશે ને મારો જીવનનિર્વાહ ચલાવશે. મને આપવામાં આવેલી મિલકત તારી જ હતી. એ કદાપિ ન વાપરવા મેં નિર્ણય કર્યો હતો. એના પર તારો જ સંપૂર્ણ હક હતો.

મને ભાવિના ભણકારા થતા. આપણા શિવાલય આગળ જાણે હું નાની કુટીર બાંધી રહેવા લાગી. તારા જીવનને કોઈ સદ્‌ભાગી પ્રમદાએ અજવાળ્યું. વીતેલાં વીતક વીસરાવી તને સુખી કર્યો. એ પ્રણયસ્વપ્ને હું ઉલ્લાસતી. કોણ જાણે છે કે એવાં સ્વપ્ન સાચાં પડે ? છતાં ય એ સ્વપ્ન ભૂલવા મારૂં મન માનતું નહિ. અત્યારે પણ એ વાત નથી વિસરાતી. તારા ઘરની ને તારી મિલકતની હું સંભાળ રાખું છું. એક દિવસે એ બધુંય તને પાછું સોંપીશ એવી અમર આશામાં હું દિવસો ગાળી રહી છું.

મંદિરની પગથિયો વાળી, ધોઈ, તે પર હું ફુલ બીછાવું છું. હજી પણ મારો એ જ કાર્યક્રમ ચાલુ છે. લાંબાં લાંબાં ઘણાંક વર્ષો વીતી ગયાં છે. હું નીચમાં નીચ છું છતાં ય મંદિરમાં આમ પૂજા કરવાની મને પરવાનગી છે. આખો દિવસ એ પગથાર પર રેતીનાં થરનાં થર ચઢે છે. દર સંધ્યાએ મારા ગાઢા કેશકલાપથી હું એ ઝાપટી નાખુ છું. હવે તો હું ટેવાઈ ગઈ છું. એટલે એમાં મને કાંઈ નવીનતા નથી સાલતી. મારી વહાલી ને પવિત્ર ચરણરજનો અંતિમ

કણ અનિલ લહરીમાં ક્યારનો ય ફુંકાઇ ગયો હશે. છતાં ય એ સ્પર્શના આનંદમાં જ હું હજી યે રાચું છું.

તું હતો ત્યારે આ શિવમંદિર પૂજકોથી ઉભરાતું. અત્યારે તે એવું ભરચક નથી. માત્ર કેટલાક વૃદ્ધજનો હજી આવે જાય છે. પહેલાં તો ગામડાનાં બાલકબાલિકાઓ ખૂબ જ આવતાં: મારે તો પ્રવેશ કરવો પણ અશક્ય થઈ પડતો: પરંતુ અત્યારે તો કોઈએ ફરકતું નથી.

થોડાં વર્ષ ઉપર જલપ્રલય થયો. સંધ્યાકાળ પહેલાં જ અંધારૂં થઈ ગયું. રાત્રે કેટલાં ય જબરદસ્ત વૃક્ષો જમીનદોસ્ત થઈ ગયાં. પવનનું પણ ખૂબ જ જોર હતું. વરસાદ કહે કે મારૂં જ કામ, કેટલી ય નૌકાઓ ખરાબે ચઢી ભાગી ગઈ. નદીનાં નીરે પણ માઝા મૂકી. નૈસર્ગિક તત્ત્વોએ તાંડવનૃત્ય આરંભ્યું. મનુષ્યો ક્ષણે ક્ષણે કંપી ઊઠતાં.

મંદિરની સંધ્યાપૂજા તુફાનની શરૂઆત પહેલાં જેમ તેમ પતાવી દેવામાં આવી હતી. ભાવિક ભક્તો પણ ઝપ ઝપ વેરાઇ ગયા. મારૂં નિત્યકર્મ પુરૂં કરવા માત્ર હું એકલી જ રોકાઈ. એ દિવસે તું પણ રોકાયો હોઇશ એ હું નહોતી જાણતી. મનખા દેહના દેખતાં હું મારાં સ્વયંનિર્મિત નિત્યકર્મો કદાપિ કરતી નહિ. મંદિરના પૂજારીને પણ એની માહિતી ન હોતી. એટલે તું તો જરૂર અજબ થયો હોઇશ. મેં મંદિરની રૂપેરી આરતી માંજી. રૂની દીવેટો વણી, પગથી વાળી ધોઇ, મંદિરના પુરોભાગે આવી. નીચી નમી વાળથી આરસનાં પગથિયાં સાફ કરવામાં લીન બની. તુફાનમાં શમાઇ જતાં દિનમણિનાં આછાં કિરણો મારી સુવર્ણી સાડી પર પડતાં. વક્ષોભવને એને ચમકાવતાં. તારાં નેત્રઃ એથી આકર્ષાયાં હશે. તું આગળ આવ્યો—

"નંદુ! પત્થરના પરમેશ્વરને તું કેમ વંદી રહી છું?"

સત્ય મારા હોઠે આવી રહ્યું. મેં સંયમ જાળવ્યો. અંતિમ પળ વિના મારે તને કશું જ ન કહેવું જોઈએ. "સુદર્શન! મારા પ્રભુએ જ મને આમ કરવા ફરજ પાડી છે." મેં ગર્ભિત ઉત્તર દીધો.

"વાળથી પગથિયાં વાળવાની? શું બકે છે?" તારાથી ન રહેવાયું, "એવું તે ભાગ્યશાળી કોણ છે? કોની ચરણરજ આવી પૂજનીય બની શકી છે?"

"સ્ત્રીને તો પ્રણયી પ્રભુથીયે વધારે છે." સહજ હસીને મેં તને ચીડવવા પ્રયાસ કર્યો.

પરંતુ અંધારામાં હું તારી મુખચર્યા વાંચી ન શકી. પરંતુ ખોખરે સ્વરે તેં ફરી પ્રશ્ન કર્યો, "ને એના બદલામાં તને શું મળ્યું?"—

"મને તો આપવાથી જ સંતોષ છે." મેં તને નિરૂત્તર બનાવી દીધો.

"એટલે? તેં તારૂં જીવનસર્વસ્વ તેને અર્પણ કરી દીધું છે એમ ને?" તું જિજ્ઞાસાભર્યો જોઈ રહ્યો, "બીજાને માટે કશું ય બાકી નથી?"

"ના! મેં એકધારો જ જવાબ દીધો, "અમે મહિલાઓ સર્વસ્વનું જ અર્પણ કરીએ છીએ."

"નંદુ!" વજ્રપાત સહીને પણ તેં પૂછવા હામ ભીડી, "મારે માટે આશાનો એક અંશ પણ નથી?"

"બિલકુલ જ નહિ." હું છેક જ કઠોર બની, "તારે મારી પાસે વળી શાની આશા રાખવાની?"—

એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તું ચાલ્યો ગયો. હું પણ મારે સ્થાને વિદાય થઈ.

એ આખી રાત મને નિદ્રા ન આવી, હું જાગતી જ પડી રહી. પ્રકૃતિના પ્રલયપુરમાં મેઘના ગડગડાટ સંભળાતા.

મર્યાદા ઉલંઘતી તરંગિણીની ગર્જનાઓ ગગનભેદી નાંખતી. વરસાદ મૂશળધાર વરસતો. અવાર નવાર કોઈ મહાવૃક્ષ તૂટી પડયાના અવાજ સંભળાતા. સૂક્ષ્મમાં સૂક્ષ્મ નાદનો મારા ખંડમાં પડછંદ પડતો. એટલા નિરવ શૂન્યકારમાં સૃષ્ટિ ડુબી ગઈ હતી. મારા દિલમાં પણ ગહન શૂન્યકાર હતો.

× × ×

બીજી સવારે મેં જાગીને જોયું તો પરિચિત સ્થાનોમાં પણ ગહન પરિવર્તન થઈ ગયું હતું. જૂનાં સ્મરણ ચિહ્નો ખેદાન મેદાન થઈ ગયાં હતાં. કોઈ તૂટી પડ્યાં હતાં. કોઈ ધોવાઇ ગયાં હતાં. ઘર પડી ગયાં હતાં. અનેક જીવો તણાઇ ગયા હતા. છતાં ય એ બાહ્ય પ્રલય મારા આંતરપ્રલય આગળ કશો જ વિસાતમાં નહોતો. એ દિવસે તો મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું હતું.

× × ×

ત્યાર પછી મને કદી યે તારૂં દર્શન થયું નથી. તારી વાટ જોઈ હું થાકી પણ નથી. પંચત્વમાં ભળતાં પહેલાં તને સર્વવિહીન કરવાની મારી તીવ્ર ઇચ્છા છે. કદાચ એટલી ભાગ્યશાળી હું ન પણ હોઉં. તો આ પત્ર તને સર્વ સમજાવશે. તારૂં મુખદર્શન કરવા મારૂં હૈયું તલસે છે. તારા નયનમાં ચમકતા હાસ્યને પીવા મારાં નેત્રયુગલ તૃષાતુર બને છે. બાલ્યકાળની પેઠે એક વાર ખરા દિલથી હસી લેવાની મને તીવ્ર આકાંક્ષા થાય છે. એમ થશે તો જ મારાથી નિરાંતે મરાશે. મારૂં જીવન તો અશ્રુનો મહાસાગર હતું. એની જલસપાટી પર પૂર્ણ ખીલેલા કમલ પેઠે અંતિમ મિલનનાં મધુર સ્મરણો આંખે અડાડી હું મારાં નેત્રો બંધ કરીશ. છતાં ય દિલ પૂછે છે—અહીં તો સુખથી છંદાયલી છું. હવે પછી એટલું યે મળશે ? ઉરના એકાંતમાં કશો જ ઉત્તર નથી જડતો.

# ૧

શ્રીયુત હરિવદન હમણાં જ દાક્તર થયા હતા. નદી પાર બ ખંડ ભાડે રાખી એમણે એક નાનકડું દવાખાનું ખોલ્યું. નામ ને ઉપાધિ સુવર્ણાક્ષરે કોતરાવી એક પાટિયું લટકાવી દીધું. દિવાનખાનામાં ખુરસી ને વિરામાસનનો એક સુંદર સેટ, ટેબલ કબાટ ને કાઉન્ટર, થોડાંક પુસ્તકો ને ચકચકતાં ઓજારો વગેરે બધું જ વસાવ્યું. સંપૂર્ણતામાં માત્ર એક જ ખામી રહી. દર્દીઓનાં દર્શન થતાં નહિ એટલું જ, દિવાનખાનામાં બેસી બેસીને ય હરિવદન કંટાળ્યો. થોડાક દિવસ પછી તેણે છજામાં આરામખુરસી નાંખી લંબાવવા માંડ્યું. ત્યાં પડ્યાં પડ્યાં જ તે ખાલી દિવાનખાનામાં નજર નાંખતો. એમ પણ એને ઝાઝું ગમતું નહિ. એટલે ઘણો વખત એ છજામાં ઊભો રહી માર્ગ પર નજર નાંખતો કે પાડોશનાં મકાનોનું નિરીક્ષણ કરતોઃ આતુર નયનોથી એ સર્વના ભેદ પારખવા મથતો.

એના દિવાનખાનાની એક બાજુએ પડતર જમીન હતી. એને આથેને છેડે એક જીર્ણ મસીદ હતી. જંગલી રોપાઓ એની દિવાલને શૃંગારતા. એને ખૂણે ખૂણે નાના છોડવાઓ પણ ફુટી નીકળ્યા હતા. દરરોજ સાંજે એના ગોખમાં દીવા પ્રગટાવવામાં આવતા. દિવાલના ખાડા એથી વધારે ભયંકર લાગતા. હરિવદનને એમાં કશું જ વિચિત્ર લાગતું નહિ. એ જીર્ણ સૌંદર્ય પાછળ કોઈ વીરકથા છૂપાઈ હશે એમ તે માની શકતો નહિ.

બીજી બાજુ વ્યાપારીવર્ય શ્રીમાન જયકૃષ્ણનું બહોળું કુટુંબ રહેતું. તેમણે બે વાર લગ્ન કર્યાં હતાં. આઠ શામળી કન્યાઓ ને પાંચ પુત્રોના પિતા થવા તે ભાગ્યશાળી બન્યા હતા. પૌત્રો પૌત્રીઓ ને જમાઈઓનો સુમાર જ નહોતો. એ બે માળના મકાનનો ખુણે ખૂણો એવો તો ખડકાઈ ચૂક્યો હતો કે એક ટાંકણી મૂકવાની જગ્યા પણ શોધવી મુશ્કેલ હતી. વહેલા પરોઢથી ત્યાં અનંત કોલાહલ શરૂ થતો. કોઈ પાણી કાઢતું તો કોઈ વાસણ માંજતું. કોઈ સગડી પેટાવતું તો કોઈ કચરા વાળતું. પુરુષો નાસ્તો કરી દુકાને જતા. સંધ્યા રાત્રિમાં સમાઈ જતી તો પણ એ કોલાહલ સમતો નહિ. કોઈ સ્ત્રીઓ સ્નાન કરતી તો કોઈ માથાં હોળતી, કોઈ છોકરાંને ફટકારતી તો કોઈ મરદોની ચરણસેવા કરતી. કોઈ વ્યક્તિ કે કોઈ પ્રસંગ અધુરો હોય એમ જણાતું નહિ.

પરંતુ સામી બાજુએ આવેલું મકાન હરિવદન માટે ભેદનો ભંડાર હતું. એને માટે એ કલ્પના કર્યા જ કરતો. દરરોજ એમાં જીવનસંચાર તે અનુભવતો. પરંતુ એમાં રહેતી કોઈ પણ વ્યક્તિને તે પીછાનતો નહિ. એમને વિષે તેને બિલકૂલ માહિતી મળી શકી નહોતી. એ વિષે અનેક કલ્પનાચિત્રો એણે રચ્યાં હતાં છતાં ય એનો ભેદ હરપલે ઊંડો જ થતો જતો.

તે રાતી ઇંટોથી ચણેલું એક વિશાળ મહાલય હતું. વચમાં લાદી જડેલો ચોક હતો. એક બાજુએ ઉઘાડવાસ થાય એવાં ખપાટિયાંની હારની હાર હતી. કોઈ અંધ પુરુષની બંધ પાંપણો સમોવડી એ લાગતી. અંદર રહેતા વનિતાવૃંદ માટે, પ્રભુદીધા પ્રકાશ માટે, વાયુના પ્રવેશ માટે છેલ્લાં એ ક્યારે ઉઘાડવામાં આવ્યાં હશે તે કોઈ કહી શકે તેમ ન હતું. કદાચ વર્ષોનાં વર્ષો વીતી ગયાં હશે. સુવર્ણ પ્રકાશનું અર્ઘ્ય લઈ

રોજ સૂર્યોદય થતો. પરંતુ એક પણ સુંદર વદને એ ખપાટિયાં ઉઘાડી ઉપહાર ઝીલ્યો હોય એમ બન્યું નહોતું.

હરિવદનને ખૂબ જ વહેલા ઊઠવાની ટેવ હતી. પરીક્ષા માટે તડામાર તૈયારી કરવા તે મથતો ત્યારની એને એવી ટેવ જ પડી ગયેલી હતી. ગુમાવેલી ઊંઘ પ્રાપ્ત કરવા એ ઘણી યે વાર ખાલી પડી રહેતો : પરંતુ એ કાર્યમાં તે રોજ નિષ્ફળ જતો. સૂર્યપ્રકાશ એના પલંગ પર પડે તે પહેલાં તો એ ઊભો થઈ જતો. બાજુના ઘરમાંથી રોજનો કોલાહલ કર્ણપટે પડતો. પાણી ઢોળવાનો અવાજ; વાસણનો ખડખડાટ ને બૈરાં છોકરાંની કલબલ. આખું ય કુટુંબ વહેલા પ્રભાતે જાગી જઈ કામે લાગી જતું. છજામાં ભીનાં કપડાંની હારમાલા ગોઠવાઈ જતી. પવનથી આમતેમ ઊડી વેરાન દેખાતા એ મકાનમાં જીવન રેડતી.

એક બે બગાસા ખાઈ હરિવદન ઊઠતો ને રોજ છજામાં આવી ઊભો રહેતો. પેલું રાતું મકાન શાંત ને વેરાન ભાસતું. ત્યાં રહેનાર એકાંત યોગી કોણ હશે એની તે અટકળ પણ કરી શકતો નહિ. એવામાં હરિવદનનો નોકર ચા લાવતો. આરામ ખુરશી પર લંબાવી તે ચાની મઝા લેતો. એ વખતે રોજ એક નોકર બજાર ચીજો લઈ પેલા મહાલય આગળ આવતો. મહાલયનું મુખ્ય દ્વાર ઉઘડતું. કોઈ એ તમામ ચીજો અંદર લેતું. દ્વાર વળી પાછું બંધ થઈ જતું. પછી ભિક્ષુકો એ દ્વાર પર આવી ભિક્ષા માગતા. એક બુરખાવાળી બાઈ બહાર આવી ભિક્ષા આપતી ને વળી બંધ દ્વાર પાછળ તે અદૃશ્ય થઈ જતી. ગ્રીષ્મની સખત ગરમીમાં થાકીને તરસ્યા થયેલા કાગડાઓ એ મહાલયની અગાશી પર આવીને બેસતા ત્યારે પણ એ જ દાસી ખપાટિયાં પાછળથી હાથ લંબાવી લટકતાં શીંકામાં

પાણી રેડતી. બારણા આગળ બેસી જીભ બહાર કાઢી હાંફતાં કુતરાને પણ તે વિસરી જતી નહિ. એમ આખો દિવસ પસાર થતો. છતાં એ રાતા મકાનનાં ખપાટિયાં તો બંધ જ રહેતાંઃ જગતની જંજાળો ને પરિશ્રમથી અંદર વસનારને બાકાત રાખતાં. ચોમેરનું કોલાહલવાળું જીવન પણ એના પર જરા ય અસર કરી શકતું નહિ. બીજાં મકાનોનાં બારણાં તો વારંવાર ઉઘડતાં ને વસાતાં. મરદો કામે જતા ને બપોરે ઘેર ખાવા આવતા. બાળકો શાળામાં જતાં. બાળાઓ પાણી ભરવા જતી. નોકરો બજારે જતા કે કામ કરતા. છેક નાનાં બચ્ચાં રમકડાંથી રમતાં કે એક સ્થળથી બીજે સ્થળે દોડાદોડ કરતાં. બારણાં એમ બાહ્ય જગત સાથે સંપર્ક સાધતાં. રાત્રિને અંધારે પણ એ ખખડતાં. કોઈ મરદો કલબમાંથી કે થિયેટરમાંથી મોડી રાતે પાછા વળતાઃ બૂમો પાડતા ને દ્વાર ખખડાવતા. અંદરનાં માણસો ને પાડોશીઓ જાગી જતાં પણ પેલું રાતું ઘર તો શાંત ને અળગું જ રહેતું. તે કોઈ પણ પ્રકારના કોલાહલને સાથ દેતું નહિ. બહારના કોઈ આણસને મુલાકાતે આવતાં પણ હરિવદને દીઠો ન હતો. અંદર કોઈના હસવાનો કે રડવાનો અવાજ પણ તેણે સાંભળ્યો નહોતો. એના વજ્રકઠોર વક્ષઃસ્થલ પર બાલકની પગલીઓ કદી પણ નાચી હોય તેવો ય સંભવ નહોતો; છતાં ય અંદર વસનાર યોગી હશે એમ ભાગ્યે જ કલ્પી શકાતું.

પેલી બુરખાવાળી દાસી બહુ જ થોડી વાર દ્વાર ઉઘાડતી. દરેક પ્રસંગે હરિવદનને અંદર નજર નાખી લેવાનો લાગ મળતો. એમ એણે કેટલુંક નિરીક્ષણ તો કર્યું જ હતું. અંદર આરસની લાદી જડેલો એક વિશાળ ખંડ હતો. મધ્યમાં સીસમનો એક મોટો પલંગ હતો. ઉપર એક બરફ જેવી સફેદ ચાદર પાથરેલી હતી. પાસે જ એક મોટો આયનો

ગોઠવેલો હતો. બાજુમાં રંગબેરંગી સુંદર સાડીઓનો ઘોડો શોભી રહ્યો હતો. આ બધું તે એક જ દૃષ્ટિએ જોઈ લેતો. પરંતુ એથી વધારે તે કશું જ જોઈ શકતો નહિ. જ્યારે જ્યારે દ્વાર ઉઘડતું ત્યારે ત્યારે અસંખ્ય કરમાયલાં કુસુમોની સુવાસ પમરી રહેતી પરંતુ એ સોડમનો ભેદ હરિવદન પામી શકતો નહિ. કોઈ સુંદર દેહ અંદર પુરાઈ રહ્યો હશે ? એની એ સુગંધી હશે ? કોઇ દૈવી અપ્સરાને પકડી આણી આ મુંગા મહાલયમાં પૂરી રાખી હશે ? એના કેશકલાપમાંથી કે એનાં કપડાંમાંથી એ વાસ પમરી હશે ? એ દુઃખી સૌંદર્યમૂર્તિનું વદન એક ક્ષણભર પણ નીહાળવા હરિવદનનો આત્મા તલસી રહેતો. પુરાતન કાલના વીરપુરુષો માફક એના રક્ષણ માટે ધસી જઈ અમર કીર્તિ ને અખંડ પ્રેમ એકે તડાકે પામવાનું એને પણ મન થઈ જતું.

ઉકળાટભર્યા પ્રખર મધ્યાહ્ને રસ્તાઓ લગભગ નિર્જન ભાસતા, પાડોશનાં ઘર પણ ઘડી જંપેલાં જણાતાં. ત્યારે હરિવદન જમીન પર સાદડી પાથરી જરા આડો થતો. ત્યારે પેલા રાતા મકાનમાં પૂરાયલો જીવ એ ક્ષણિક શાંતિનો લાભ લઈ એને એ વાતો કહી જવા પ્રયત્ન કરતો. એનાં નેત્રોમાંથી નિદ્રા ઊડી જતી. પેલા બંધ ને અંધારા ખંડની અંદર કોઈ ફરતું હોય એવો તેને ભાસ થતો. બંધ બારી બારણાં કોઇ ખેંચી જોતું હોય એમ તેને લાગતું. એ સૌંદર્યમૂર્તિ શું નાસી છૂટવા પ્રયત્ન કરતી હશે ? એ કેદખાનામાં શું એ ગુંગળાઈ મરતી હશે ? પોતાના ખંડની જમીન પર કાન દઈ તે સાંભળવા પ્રયત્ન કરતો. વિષાદઘેર્યા કોઈ દુઃખી હૃદયના નિઃશ્વાસ ને રુદન સાંભળતો પણ ખરો. તુરત તે બહાર દોડતો. પરંતુ ત્યાં તો ધૂળનાં થર ને કરોળિયાનાં બાવાં જ એને હાથ આવતાં. હંમેશાં બંધ રહેતાં બારી બારણાં પર બીજું શું હોય ? અંદર

તો સર્વ કોઈ અનંત નિદ્રાના ઘેનમાં પડયાં હોય એમ લાગતું. એ લોકો ફરી સજીવન થશે એવું એક પણ ચિહ્ન દૃષ્ટિગોચર થતું નહિ.

હરિવદન પૂર્ણિમાની રાત્રીઓએ પોતાના મકાનની ઉઘાડી અગાશીમાં સૂઈ રહેતો. નાળિએરીના વન પર વરસતી જ્યોત્સ્નાને એકી ટસે તે જોઈ રહેતો. પેલા શાંત રાતા મહાલયમાં ચંદ્રપ્રકાશ જેવા ગહન ને ભેદી સ્વરના પડછંદ પડતા હોય એમ તેને ભ્રાંતિ થતી. અંદરના અંધારા ખૂણામાં પ્રણયિનીને શોધવા એવો તે આતુર પ્રણયી કોણ આવ્યો હશે? પ્રકાશપૂર્ણ બાહ્યજગતમાં એને કશું ય આકર્ષતું નહિ હોય! એ ઘોર અંધકારમાં પણ આનંદના તરંગો ઉછળતા હોય એવો હરિવદનને ઘડીભર ભાસ થતો. અજબ ચંદ્રપ્રકાશ કરતાં પણ એ વસ્તુ કાંઈ અદ્‌ભુત હતી. રાત્રિની વાયુલહરીઓ સુવાસપૂર્ણ થતીઃ અંધકારમાં જીવન વ્યાપતું. કોઈ છૂપા સ્નેહનું એ સંકેતસ્થાન હશે?—માનુષી નજરથી લજ્જા પામતું હશે?

આમ દિવસો પર દિવસો વીતી ચૂકયા હતા. ઋતુઓ પણ આવી ને ગઈ. પરંતુ અંદર પુરાયલી સૌંદર્યમૂર્તિને છોડાવવા કોઈએ પ્રયત્ન કર્યો નહિ. હરિવદનના વિચારો પણ પલટાવા લાગ્યા. હવે એને પહેલાંના જેવો રસ રહ્યો નહોતો. એકાએક એક પૂર્ણિમાની મધ્યરાત્રિએ એ મહાલયનું મુખ્ય દ્વાર ઉઘડયું. પેલી બુરખાવાળી દાસી બહાર આવી. આજે તો એ આગળ વધી. છેક હરિવદનના દ્વાર આગળ આવી પહોંચી. "દાક્તર સાહેબ છે કે?" તેણે બહારથી જ હાંક મારી.

"કેમ? કેમ?" હરિવદન સફાળો જાગી ઊઠયો.

"જરા મારી સાથે ચાલો ને?" તે એટલું જ બોલી.

એક પણ પ્રશ્ન પૂછ્યા વિના હરિવદન તૈયાર થયો. જોઈતી

સામગ્રી લઈ નીચે આવ્યો. દાસી તેને પેલા રાતા મહાલય આગળ લઈ ગઈ. કોઈ પણ બહારના મનુષ્યને એ ઉમરો ઓળંગતાં હરિવદને કદી પણ જોયો નહોતો એટલે એ જરા ખમચાયો.

"કૃપા કરી અંદર પધારો." પેલી દાસીએ એનો સંકોચ દૂર કર્યો.

હરિવદને હિંમત કરી અંદર પ્રવેશ કર્યો. છજામાં જડેલી લાદીઓ ચંદ્રપ્રકાશમાં પ્રકાશી રહી હતી. બન્ને બાજુએ ફુલ ઝાડનાં કુંડાં ગોઠવી દેવામાં આવ્યાં હતાં. એક ઓરડીના ઉઘાડા બારણામાં તેણે આતુરતાથી નજર કરી. એ સ્નાનગૃહ હતું. ચીનાઈ માટીનું એક મોટું પાત્ર જલે ભર્યું પડ્યું હતું. એક લાકડાની ટીપાઈ પર ટાપટીપનાં સાધનો હતાં. દરેક વસ્તુ માંજીને ચકચકિત રાખવામાં આવી હતી. એક વાંકડિયા દાદર મારફત ઉપર જવાતું. ઉપર ચઢતાં જ સામે સીસમથી જડેલો એક મોટો આયનો હતો. ઉપર છતમાં એક ચાંદીનું ઝુમર લટકી રહ્યું હતું. માત્ર અંદર મીણબત્તીઓ નહોતી.

પહેલા માળના એક ખંડ આગળ હરિવદન આવી પહોંચ્યો. એના દ્વાર પર રાતો પડદો હતો. પેલી દાસીએ એ પડદો ઉચકી હરિવદનને અંદર પ્રવેશ કરવા કહ્યું. હરિવદને એ ખંડ તુરત જ ઓળખી કાઢ્યો. ઘણી યે વાર એ ખંડમાં એ નજર નાખી ચૂક્યો હતો. અર્ધ ઉઘાડા બારણામાંથી ને ઉડતા પડદામાંથી એની દૃષ્ટિ ઘણી યે વાર એ ખંડને ખૂણે ખૂણે ફરી વળી હતી. એ જ સીસમનો પલંગ ને એ જ બરફ જેવી પથારી. એ જ આયનો ને એ જ ઘોડી. પલંગ પાસેની એક ટીપાઈ પર પુષ્કળ પુષ્પો પડેલાં હતાં. સોના ચાંદીના કસબે ભરેલાં કપડાં ઘોડા પર ખડકેલાં હતાં. એ ખંડ વિશ્વ

વિધ રંગોનો ભંડાર જણાતો. રાતી ને કસબી મોજડીઓ પણ નજરે પડતી. ટાપટીપનાં સાધનો પણ સોના ચાંદીનાં હતાં. અત્તર તેલ ને પાવડરનો પણ સુમાર ન હતો.

બિમાર મનુષ્ય માટે કેવો વિચિત્ર ખંડ ! ! !–હરિવદનને એ સઘળું ખૂબ જ અતડું લાગ્યું. કોઈ સૌંદર્યમૂર્તિના શયનખંડમાં તો તે ભૂલથી ઘુસી ગયો નહિ હોય ? પરંતુ અંદર કોઈ નહોતું. ત્યાં વસતી રમણીય મૂર્તિનાં ક્રોધ સંકુચિત કટાક્ષથી બચવા અને પકડાયા વિના ભાગી જવાનું તેને મન થઈ જતું. એ કોમલાંગીને તે જોઈ શકતો નહિ છતાં ય ખૂણે ખૂણામાં તેનાથી એનું અસ્તિત્વ અનુભવાતું. કોઈ જાદુથી શું તે અદૃશ્ય બની રહી હશે ? એ ખંડમાંથી પસાર થઈ દાસીએ બીજા દ્વાર આગળ જઈ તેનો પડદો ઉચકયો. અંદર બીજો નાનો ખંડ નજરે પડયો. એ તદ્દન ખાલી હોય તેમ જણાતું હતું. એક ખુણામાં એક નાજુક પલંગ પડયો હતો. ખંડમાં અંધારૂં હતું એટલે હરિવદન બરાબર જોઈ શકતો નહિ. ઝીણી નજરે જોતાં એ પલંગ પર કોઈ સૂતેલું જણાયું. દાસીએ દીવો સળગાવ્યો. હવે જ હરિવદન દર્દીને જોઈ શકયો. પથારીમાં એક મનુષ્ય સૂતો હતો. તેનું શરીર કેવળ હાડપિંજર બની ગયું હતું. દીવાના વિચિત્ર પ્રકાશથી તે દર્દી ચમકી ઊઠયો. તેણે ઉંચું જોયું, " દીવો શું કામ સળગાવ્યો ? " તેણે અજબ થઈ પ્રશ્ન કર્યો. તેના મુખારવિંદ પર એકાએક મૃત્યુની ફીકાશ છવાઇ ગઈ. દાસીએ દાકતરને સંજ્ઞા કરી. " દાકતર સાહેબ ! " દર્દીએ દાકતર સાથે નજર મળતાં જ પૂછયું, "મને શું થયું છે ?"

" એ જોવા જ હું આવ્યો છું. " દાક્તરે ખૂલાસો કર્યો.

" તો કૃપા કરી જલ્દી કરો " દર્દી બોલ્યો, " એને આવવાનો વખત થઈ ગયો છે. "

"કોને?" આશ્ચર્ય પામી દાક્તરે પૂછ્યું.

"જુઓ! જુઓ!" નસેનસ બહાર તરી આવી હતી એવો હાથ ઉંચો થયો, "એ આવે છે. દાક્તર! જયમતી આવે છે." તેણે હરિવદનના કાનમાં કહ્યું.

હરિવદનની આતુરતાનો પાર રહ્યો નહિ. એની પુરાણી કલ્પનાઓ સતેજ થઈ.

"જયમતી કોણ?" દાક્તરે આતુરતાથી પૂછ્યું.

"જયમતી કોણ?" દર્દીએ ભ્રકુટી ચઢાવી, "જયમતી મારૂં સર્વસ્વ! જોતા નથી? આ ખંડ એને લાયક નથી? દાક્તર સાહેબ! આ એક દિવસનું કામ નથી. કકડે કકડે આ સર્વ હું ભેગું કરી રહ્યો છું. એને માટે તો મેં જીગરનું લોહી રેડ્યું છેઃ આજ વર્ષો વીત્યાં. કેટકેટલા આત્મભોગથી આટલું સૌંદર્ય હું એકઠું કરી શક્યો છું? કહો! કહો! દાક્તર! આ બધું જ જયમતીને લાયક છે કે નથી?"

હરિવદન કશું જ સમજી શક્યો નહિ. "છે જ." તેને ઉત્તર દેવો ઠીક લાગ્યો. દર્દીના વદન પર ફિક્કું હાસ્ય છવાયું, "તો પછી આટલો બધો વિલંબ શાને?" તેણે બીજો પ્રશ્ન કર્યો, "આવી વાતો હવે પાલવે? મેં એક વાર ભૂલ કરી પણ એ ભૂલ માટે એણે મને સદા માટે દુઃખી કરવો જોઈએ નહિ. આટલે વર્ષે હવે સંતાકૂકડી રમવી પાલવે? એથી સ્ત્રીઓને શો આનંદ પડતો હશે તે મને નથી સમજાતું. એને હું બંધનમાં મૂકી શકું તેમ નહોતો. એ મોટા રાજાની દીકરી હતી. હું ગરીબ ભિખારી હતો. રખેને એને દુઃખ પડે એ વિચારે હું એને મારે ઘેર લાવ્યો નહોતો. રાજકુમારીને યોગ્ય મહાલય બાંધતાં તો વર્ષો લાગે જ ને? પરંતુ મારાં એવાં વચનોથી એનું સ્વમાન ઘવાયું હશે એમ હું ધારૂં

છું. મારા અપરિમિત ઉત્સાહ ને યત્નોની એને કદર નહોતી. મારાં વચને એ ન આવી. એટલે આ સુવર્ણપિંજરમાં મેં એને કેદ કરવા ધારી. એટલા માટે તો મેં આ મકાનની ચોમેર ફરતી ઊંચી દિવાલો કરાવી છે. કપરામાં કપરા લુંટારૂઓ પણ એ દિવાલો ઓળંગી શકે તેમ નથી. તો ય એ તો અંદર કુદી આવી. એ શી રીતે અંદર આવી તે જ મને નથી સમજાતું. પણ પછી મેં તમામ બારી બારણાં બંધ કરાવી દીધાં. આપ જુઓ છો તેમ મેં માત્ર એક જ બારણું ઊઘાડું રહેવા દીધું છે. એથી જ માત્ર બાહ્ય જગત સાથે મારો સંબંધ સચવાય છે: પરંતુ એ તો વિદ્યુત ચમકાર સમોવડી છે. બારી બારણાં એને રોકી શકે તેમ નથી. એક પણ પોલાણ ન રહી જાય તે માટે હું આખો દિવસ દોડાદોડી કરૂં છું. એક પણ આગળો કે સાંકળ ઢીલી પડી ન જાય એની હું ખાસ સંભાળ રાખું છું. છતાં ય એ કેવી રીતે આવે છે ને જાય છે તેની મને ગમ પડતી નથી."

"જો તે બહાર જતી રહી હોય તો તમારે તસ્દી લેવાની જરૂર નથી," દાક્તરે વગર સમજણે સલાહ આપી.

"અરે! તમે એને ઓળખતા નથી." દર્દી હસ્યો, "એ તો જાદુગર છે. મારા દર્દને તાજું રાખવા એ દરેક રાત્રે મારી મુલાકાત લે છે. દરરોજ અંધારૂં થયા બાદ એ મારી કને આવે છે. દૂરથી જ એ મારી સાથે વાત કરે છે, પ્રકાશનો પલકારો થતાં જ એ અદૃશ્ય થઈ જાય છે. મારી આંખે તો હું એને જોઈ શકતો નથી. એને માટે આ મકાનનો ખૂણે ખૂણો હું શોધી વળું છું. છતાં ય હું તેને મળી શકતો નથી. કયે માર્ગે તે અંદર આવે છે ને કયે માર્ગે તે બહાર જાય છે એ મારાથી કળી શકાતું નથી. અંધારૂં થયા

પછી એને અંદર આવવા માટે હું બાગ તરફનું બારણું ઉઘાડું રાખું છું. પરંતુ એના અંદર આવ્યા પછી ઘણી યે વાર એ બારણાને અંદરથી તાળું વસાયલું જોઉં છું. !"

"દીવો પ્રગટાવી કેમ જોતાં નથી ?" દાકતરે ફેંક્યું.

"બે એક વાર મેં એવું કરી જોયું હતું. પરંતુ તે અદૃશ્ય થઈ ગઈ." દર્દીએ એની વાત સ્પષ્ટ કરી, "તુફાની પવનના સપાટા પેઠે એ ક્યાંય અદૃશ્ય થઈ ગઈ. અમને એનો પત્તો જ મળ્યો નહિ. હું ને દાસી બધે ય જોઈ વળ્યાં. ત્યારબાદ બે રાત્રિ સુધી એ દેખાઈ જ નહિ. વળી એ ફરી આવી ત્યારે તેણે ધમકી આપી કે એને શોધવા ફરી પ્રયત્ન કરવામાં આવશે તો તે ફરી કદી આવશે જ નહિ. એટલે રખે ને તેને ખોઈ બેસું એવા ભયથી મેં ફરીથી એ અખતરો અજમાવ્યો જ નથી. આ ઘરની તે લક્ષ્મી છે. એને ખુશ રાખવા હું કોઈ પણ ભિક્ષુકને ખાલી હાથે જવા દેતો નથી. શ્વાન પણ મારે આંગણેથી ભૂખ્યો જતો નથી. છતાં ય એને હું મારે પડખે રાખી શકતો નથી."

દર્દીએ પોતાના ગજા ઉપરાંત શ્રમ લીધો એટલે તે હાંફવા લાગ્યો. ત્યારે જ હરિવદનને પોતાના કર્તવ્યનું ભાન થયું. મહા મહેનતે તેણે દર્દીને ઊંઘાડી દીધો. પછી તે બહાર આવ્યો. પેલી દાસી બારણા આગળ જ એની વાટ જોતી ઊભી હતી.

"આને શું થયું છે તે ?" દાકતરે દાસીને પૂછ્યું, "એની રાત્રિઓ નિદ્રાવિહોણી જતી જણાય છે."

"એમને મેં કદીએ ઉંઘતા જોયા નથી." તેણે ઉત્તર દીધો, "ને આખી રાત વાતો કર્યા કરે છે. હસે છે. રડે છે. જયમતી પણ એમની પાસે જ છે."

"જયમતી ક્યાં છે ?" દાકતરે આશ્ચર્યથી પૂછ્યું.

" અહીં જ છે." દાસીએ ઉત્તર દીધો.

" ત્યારે એને કોઈ જોઈ શકતું કેમ નથી?" વિસ્મય ચકિત બની હરિવદને વધારે ખૂલાસો માગ્યો.

" એને સહેલાઈથી જોઈ શકાય તેમ છે. પરંતુ તેમને ઘેલછા વળગી છે એટલે તે એને પીછાની શકતા નથી." દાસીએ ઉત્તર દીધો.

" કેવું વિચિત્ર!" દાકતર બોલી ઊઠયા, " એને માટે દર્દીને આટલો બધો પ્રેમ છે છતાંય તે એને પીછાની શકતો નથી!"

" એમાં વિચિત્ર શું છે? સાહેબ!" દાસી ફિક્કું હસી, " એને ઓળખી કાઢે તો વિચિત્ર કહેવાય. એને જોયે ચાલીસ વર્ષ થયાં.

હરિવદન વધારે વિસ્મિત થયો.

૨

અરવિંદને મણિપુરના જમીનદારની પુત્રી સાથે પરણવું હતું. ત્યારે અરવિંદની ઉંમર વીસ વર્ષની હતી. જમીનદારનો એ આશરાગત હતો. એની પોતાની પાસે રાતી પાઈ પણ નહોતી. ભિખારીની મહત્ત્વાકાંક્ષા જોઈ લોકો તુચ્છકારથી હસતા. " એવી ગાંડી વાતો કરતાં એની મરદાઈ પણ લાજતી નથી?" લોકો કહેતા. અરવિંદને એ સાંભળી ઘણું જ લાગી આવતું, " એને લાયક બનીશ પછી જ એનું માગું કરીશ. ત્યારે મને કોઈ ના પાડી શકશે નહિ" એ દરેકને સાફ સાફ વાતો સુણાવતો. છેવટે કંટાળી તે લક્ષ્મીની શોધમાં નીકળી પડયો. જમીનદારે બીજા લાયક ઘરમાં કન્યાનું વેવીશાળ કરવાની વાતો ચલાવી. પરંતુ તે વખતે બાલાએ જાતે જ લગ્ન કરવાની ના પાડી. બીજાને પરણવા એ તૈયાર નહોતી. ચારેક વર્ષ પછી અરવિંદ

પાછો ફર્યો. હજી તે માત્ર માસિક એંશી રૂપિયાની જ નોકરી મેળવી શકયો હતો. પેલી બાલા હજી યે કુંવારી હતી છતાં ય એનાં વડીલો કુલીનતાનો ફાંકો રાખી નમવા તૈયાર નહોતાં. "એંશી રૂપરડીમાં એનું ઘર કેમ નભે ? ખાય પીયે શું ને પહેરે ઓઢે શું ? !" તેઓ મજાકમાં કહેતા.

અરવિંદે જયમતીને મળવા માગણી કરી પરંતુ એનું અપમાન કરી હાંકી કાઢવામાં આવ્યો. તે ફરી અદશ્ય થઈ ગયો. આ વેળા તે કયાં ગયો તેની કોઈને ય ખબર પડી નહિ. કન્યાની ઉંમર વધતી જ ચાલી. લગ્ન કરવા એને કોઈ સમજાવી શકયું નહિ. ધીમે ધીમે બાલા મટી તે યૌવના બની. એનાં સગાં સમાજમાં મોં બતાવતાં પણ શરમાવા લાગ્યાં. હવે એનાં વડીલો સહજ નરમ પડયાં. અરવિંદને શોધી કાઢવા તેમણે માણસો મોકલ્યાં. હવે એને જમાઈ તરીકે સ્વીકારવામાં તેમને વાંધો નહોતો. મહામહેનતે તેનો પત્તો મળ્યો.

પરંતુ આ વેળા અરવિંદે ના પાડી. હજી વધૂ માટે ઘર તૈયાર નહોતું થયું. થોડા દિવસ પછી બીજો દૂત રવાના કરવામાં આવ્યો. પરંતુ હજુ નવોઢા માટે તે જર જવાહીર મેળવી શકયો નહોતો. એણે પુરતો સરસામાન પણ વસાવ્યો નહોતો. " હજી સંપૂર્ણ તૈયારીઓ થઈ નથી." એમ કહી અરવિંદે ત્રીજા માણસને પણ પાછો કાઢયો. બધાંને લાગ્યું કે અરવિંદ ગાંડો બની ગયો હતો. દિવસ પર દિવસ વીતવા લાગ્યા. છેવટ ન બનવાનું બન્યું. મણિપુરની જમીનદારી વારસવિહોણી બની. માત્ર કુંવારી જયમતી સિવાય એક પછી એક બધાં મરી પરવાર્યાં. આખીય જમીનદારી માત્ર જયમતી જ એક પૂરી વારસ રહી.

એક દિવસે અરવિંદ ઓચીંતો પાછો આવ્યો. જયમતી તો એના આગમનના સમાચાર સાંભળી દિગ્મૂઢ બની ગઈ. એનાં નયનમાં હર્ષનાં આંસુ આવ્યાં. આધું ઓઢી તે નીચે દોડી.

પરંતુ ઘણી વાતો એ વિસરી ગઇ. તે નવયૌવના મટી ગઇ હતી એનો તેને ખ્યાલ પણ રહ્યો નહિ. હવે તો એના સુંદર વદન પર કરચલીઓ પડવા માંડી હતી. અપ્સરા સમી પ્રમદા મટી એ ઉતરતી વયની પ્રૌઢા બની ચૂકી હતી. હસતું મોં રાખી તે અરવિંદ પાસે જઈ ઊભી. પરંતુ અરવિંદ તો ક્રોધથી ધુંધવાઇ ઊઠયો, "હજી યે તમને લોકોને શાંતિ વળી નથી?" તે ગાજ્યો, "હજી પણ દૂતો મોકલવાના બાકી છે? એ ડોસી! તું શા માટે મારી પાસે આવી છે? મારે તો જયમતીનું કામ છે. તારું નહિ.

બીચારી જયમતી! સમસ્ત જગત એની નજર આગળ ચક્કર ચક્કર ફરવા લાગી. મહા મહેનતે તે પાછી વળી. આખો દિવસ તેણે આક્રંદ કર્યું. છેવટે તેણે અરવિંદને એક પત્ર લખ્યો.

"હાલ તુર્ત હું મારી એક દાસીને તમારે ત્યાં મોકલીશ. પછી મને ફાવશે ત્યારે તમારી સાથે રહીશ. અત્યારે મને કન્યાદાન દેનાર કોઈ હયાત નથી. એટલે એ બધી વ્યવસ્થા પણ હજી મારે કરવાની છે. મેં તમને કેટલી યે વાર બોલાવ્યા પરંતુ ત્યારે તમે આવ્યા નહિ. હવે એક વાર બોલાવ્યે હું તમારી પાસે આવું? પહેલાં મારી દાસીને આવી બધું મારા મનગમતું બનાવી લેવા દો."

અરવિંદને એટલાથી જ સંતોષ માનવો પડયો. બીજે દિવસે જયમતી પોતાના મકાનમાંથી નીકળી અરવિંદના મહાલયમાં ઘુસી ગઈ. દાસી સ્વરૂપે ઓળખાણ આપી તે અરવિંદને ત્યાં કામ કરવા લાગી. આખા ઘરને વ્યવસ્થિત

રાખતી. અરવિંદની સંભાળ રાખતી છતાં ય ગાંડો અરવિંદ એને પીછાની શકતો નહિ. છેવટે એક રાત્રિએ જયમતીએ રેશમી વસ્ત્રો પરિધાન કરી અલંકારો ધારણ કર્યા. અંધારું થયા પછી તે અરવિંદ પાસે ગઈ. એનો સ્વર સાંભળી અરવિંદ ચમકયો. જયમતી તમામ પરિસ્થિતિ કળી ગઈ માત્ર એનો સ્વર જ બદલાયો નહોતો. એનાં નેત્રોમ આંસુ ઉભરાયાં. એ ભેદ ખૂલ્લો ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. એ પ્રમાણે દિવસો પસાર થવા લાગ્યા. રોજ રાત્રે જયમતી આવતી. અંધારામાં જ અરવિંદને મળતી. જે જયમતીને અરવિંદ ઝંખી રહ્યો હતો એ તો કયારની ય પલટાઇ ગઈ હતી તે ગાંડો અરવિંદ સમજી શકતો નથી. કોઈ પણ હિસાબે પહેલાંની કોમળાંગી પાછી વળી શકે તેમ નહોતી. છતાં ય દરેક રાત્રે અરવિંદ પરીસુરત જયમતીનાં સૌન્દર્યગાન ગાતો. પોતાની સાચી પીછાન આપવાની જયમતીની ઈચ્છા અરવિંદનો એ રાહ જોઈ ઓસરી જતી. બંને અનંત વાર્તાલાપ કરતાં. પરંતુ એક બીજાને જોઈ શકતાં નહિ. અંધકારની આડે તેઓ પુરાણો ભૂતકાળ સજીવન કરતાં. પરંતુ સૂર્યપ્રકાશમાં જયમતી માટે કશું યે સાંત્વન નથી. મહા મહેનતે એ પોતાનું દુઃખ ભૂલે છે. અરવિંદ એનો સ્વર પીછાની ન જાય એની ખૂબ જ કાળજી રાખે છે.

× × ×

"પરંતુ એ જયમતી કયાં છે?" હવે દાક્તરથી ન રહેવાયું, "મને તો એક વાર બતાવ. એટલી તો કૃપા કર."

એક ફિક્કા હાસ્ય સાથે દાસીએ વદન ખુલ્લું કર્યું. "દાક્તર સાહેબ! હું જ એ જયમતી–" એના વદનમંડળ પર વર્ષોના સિતમ અંકાઈ રહ્યા હતા.

અવસાન પામતા દર્દીને શાંત પાડી ઘેર આવતાં હરિવદનને સવાર થઈ ગયું. થાક્યા પાક્યા તેણે વિરામાસન પર લંબાવ્યું.

આ તે જીવન કે સ્વપ્ન ?
તેને કશી જ ગમ પડી નહિ.

 

અમદાવાદના જૂના જમાનાના હિંદુ કુટુંબમાં વસંતનો જન્મ થયો હતો. એક બે પેઢીથી એનું કુટુંબ રાજનગરમાં આવી રહ્યું હતું; છતાં તેને નવા જમાનાનો વાયરો વાયો નહોતો. વસંતના વડદાદાએ શહેરમાં આવી કાપડની ફેરીથી પોતાના જીવનની શરૂઆત કરી હતી. ત્યારબાદ તેના દાદાએ જરા વધારે સાહસ ખેડી એક નાનકડી દુકાન શરૂ કરી. દુકાનમાં ગાદી તકીઆ, કેશબોકસ ને કલમ, આજ વર્ષો થયાં એની એ જ સ્થિતિમાં નજરે ચઢતાં. તે સિવાય બીજું રાચરચીલું હતું જ નહિ ને જે હતું તે બદલવાનો પણ કોઈને સ્વપ્ને ખ્યાલ આવતો નહિ. ઘડિયાળનો પુરાણો ડબ્બો તાકાના ખૂણામાં પડ્યો પડ્યો ટક ટક અવાજ કર્યા જ કરતો. કુટુંબનાં બાલકોને સમજણાં થતાં જ દુકાને બેસાડી દેવામાં આવતા; એટલે પ્રાથમિક શાળા ઉપરાંત વિદ્યાલયને પગથિયે ચઢવા કોઈનો વારો જ આવતો નહિ અને કુટુંબને વર્તમાન સંસ્કૃતિનો રંગ લાગતો પણ નહિ.

કુટુંબની સ્ત્રીઓ પણ જૂના જમાનાની હતી. દસ બાર વર્ષની વય થતાં જ છોકરીઓને પરણાવી દેવામાં આવતી. પરણ્યા પહેલાં એમનું જીવન મા માસીઓના હુકમ ઉઠાવવામાં જતું કે નવરાસે રમવા ઘુમવામાં વીતતું. તેમનાં લગ્ન પછીનું જીવન તો ઘરના ધંધોલિયે જ પલોટાવા માંડતું. રસોડામાંથી શયનખંડમાં ને શયનખંડમાંથી રસોડામાં: એ જ જાણે એમની

દુનિયા ! એક પછી એક બાળકોથી એમનો ખોળો પુરાતો. બાપદાદાની ગાદી પૂરવા કેટલાંક જીવતાં; કેટલાંક સંભાળ વિના અકાળે કરમાઈ જતાં. એ કુટુંબની સ્ત્રીઓને અજાણ્યે જ માતૃત્વ સાંપડતું. તેમનાં બાલકો પણ રામ આશરે જ ઉછરતાં. બાલકોનાં જીવન ઘડવામાં જાણે માતાઓને કાંઈ લેવા દેવા જ નહોતી. એ બાલકો પણ મોટાં થતાં ને એમને ય પાછાં બાલકો થતાં. કાળચક્ર એમ ચાલ્યા જ કરતું. એમાં કશી જ નવીનતા ન મળે. નવી કલ્પનાઓ તેમનામાં જાગતી જ નહિ. ઘરકામ ને છોકરાં છૈયાંમાં જ તેમનું અસ્તિત્વ સમાઈ જતું. જગતમાં બીજા કશાનું ય આ બૈરાંને ભાન હોય એમ જણાતું નહિ. જો સરદો સારૂં કમાતા તો બૈરાને નવાં લુગડાં ને ઘરેણાં મળતાં. કોઈ વાર ઉજાણીએ જવાતું, વધારાનું દ્રવ્ય વપરાવું જ જોઈએ ને ? પણ લક્ષ્મીદેવી આવા કુટુંબો પર ભાગ્યે જ કૃપા કરતાં. તેમને નિર્વાહ પૂરતું જ મળી રહેતું. જીવન જેમતેમ પસાર થતું.

આવા સંજોગોમાં વસંતનો જન્મ થયો. એનું બાળપણ તો બીજાં બાળકો પેઠે જ પસાર થયું. તે દસેક વર્ષનો થયો ત્યારે તેનું નસીબ ફર્યું. તેના બાપના એક દોસ્તદારે તેમને વસંતને નિશાળે મૂકવા સલાહ આપી. “ વસંત અંગ્રેજી ભણશે તો રાવસાહેબ કે મુનસફ થશે ને કુટુંબનું દળદર ફીટશે. ” આ તરંગથી વસંતના બાપને એક વાર સાહસ ખેડવા દિલ થયું. વસંતને શાળામાં મૂકવામાં આવ્યો. આ રીતે એને નવા જમાનાનો જુવાન બનાવવાની જોગવાઈ થઈ.

આજ સુધી વસંતે જગતની વાતો જ સાંભળી હતી. એ વિષે એને કશો ય જાતિ અનુભવ નહોતો. હવે તેને કેળવણીની નવી દુનિયામાં ધકેલી મૂકવામાં આવ્યો. એના બાપની યે ઉદારતા ખીલી ઊઠી ને તેને શિક્ષિત બનાવવા એક

શિક્ષક રાખવામાં આવ્યો. સદ્ભાગ્યે એ શિક્ષક પણ સંસ્કારી મળી ગયો. એમનો પેઢી ઉતાર ધંધો જ શિક્ષણનો હતો. એ શિક્ષક દ્વારા વસંતને નવા જગતની વાતો જાણવાની મળી.

પ્રથમ તો વસંતને બધું જ વિચિત્ર લાગ્યું. સારા 'માર્ક' મેળવવામાં શું ગૌરવ ને આનંદ હશે તે એને સમજાતું નહિ. સારૂં લખ્યા વાંચ્યાથી શું? એનું મન પૈસામાં જ રમતું. આ 'માર્ક'થી પૈસા ઓછા જ મળવાના હતા? મોટા મોટા પણ 'માર્ક' માટે કેમ ગાંડા થઈ જતા હશે?

પણ વસંત ઉછરતો યુવાન હતો. એટલે એણે ઝડપથી જ્ઞાન સંપાદન કરવા માંડયું. 'માર્ક' 'દિલ' 'ગમવું' 'ન ગમવું' એવી અદૃશ્ય ચીજો પર ગાંડા થવાની કિંમત તે ધીમે ધીમે સમજવા લાગ્યો. અંધારઘેર્યા એના કુટુંબમાં જ્યોતિ જગાવવા તે જન્મ્યો હતો. એ વાત તે ભૂલી શકતો નહિ. એટલે તેનું વર્તન સુધરતું ગયું. એની બોલી પણ બદલાઈ. ગામડિયા બોલી ભૂલથી પણ ન બોલાઈ જાય એની એ ખાસ ચીવટ રાખતો. વાત વાતમાં તે અંગ્રેજી ફેંકયે રાખતો. તેમાં જ તે ગૌરવ માનતો બની ગયો હતો. અંગ્રેજી પહેલી પૂરી કરી ન કરી ત્યાં તો તેણે દુકાને જવાનું ને નામું લખવાનું માંડી વાળ્યું. બહારના ગમે તેમ કહેતા; પણ ઘરમાં તેનું માન હતું. "વસંત!" એની માતા ઉમળકાભરી કહેતી, "તું તો સાહેબ લોક જેવું લખે છે!"

"જો ને બા!" વસંત અર્ધું અંગ્રેજી ને અર્ધું ગુજરાતીમાં દીધે રાખતો, "હવે તો હું 'કૉલેજ'માં જવાનો. હું અંગ્રેજીમાં 'વીક' હોઉં તો 'પ્રોફેસરો'નાં 'લેકચરો' શી રીતે સમજું? એટલે હું કેટલી યે વાર 'એકસ્ટ્રા બુકસ' વાંચું છું" અભણ માતા બાપડી એમાંનો એક શબ્દ પણ સમજતી નહિ છતાં ય પુત્રના ભણતરથી તે ફુલીને ફાળકો થઈ જતી.

વિદ્યાલયને ઉમરે ચઢતાં જ જાણે વસંત નવો જન્મ પામ્યો. હવે તેણે પોતાનાં જૂનાં કપડાં ફેંકી દીધાં: માતાને ફલાવી કેટલાક પૈસા પડાવ્યા ને તે બરાબર 'કૉલેજિયન' બન્યો. 'કૉલેજિયન' જેવાં કપડાં ન પહેરે તો પોતાનું ગામડિયાપણું પ્રગટ થઈ જાય. એ લોકો પોતાને જોઈ નાક ચઢાવે. વસંતને હવે પોતાના જૂના જમાનાના વડીલથી પણ શરમ લાગવા માંડી. નવા દોસ્તદારો આ જૂના જમાનાના લોકો માટે બહુ માન ધરાવે એમ તે માનતો થએલો, એટલે બીજાની આગળ પોતાના અનઘડ ઘરની વાત કદી છેડતો જ નહિ. છતાં ય કુટુંબની જૂની ઘરેડ માટે પ્રસંગોપાત કટાક્ષ ફેંકયા સિવાય તેનાથી રહેવાતું નહિ.

વસંત પોતાના શિક્ષકના ઘરની દરેક ચીજની બારીક નોંધ લેતો. તેમનું દિવાનખાનું તેને ગમતું. એટલે તે પોતાના ખંડ માટે પણ બે ત્રણ ખૂરશીઓ લાવ્યો. આખો દિવસ તેણે ખંડ ગોઠવવામાં ગાળ્યો. એટલા પરિશ્રમ પછી એનો ખંડ જરા દીપ્યો ખરો. પણ સાંજે તે ફરીને પાછો વળ્યો ત્યારે પરિસ્થિતિ પલટાઇ ગઈ હતી. એના બાપ એના ખંડમાં આવ્યા હશે: એમણે ખુરસી પર ભીનો કકડો ફેંકયો હતો. વળી બીજી ખુરસી પર એના ભાઇનો ગંદો કોટ પડયો હતો. વસંતે ટેબલ પર સ્વચ્છ પૂઠું ગોઠવી જે કાંઈ શોભા કરી હતી તેના પર કોઈએ શાહીનો ખડીઓ જ ઊંધો વાળ્યો હતો. આ બધું જોઈ વસંતનું દિલ રોષથી ધુંધવાઈ ગયું. એણે ગંદો કોટ ને ટુવાલ દૂર ફેંકયાં. ખુરસી પર ધાબાં પડેલાં જોઈ તે રડું રડું થઈ ગયો.

પરંતુ એની કમબખ્તી આટલેથી જ પતી જતી નહોતી. બારણે તેણે સાડીનો જે પડદો બનાવ્યો હતો તેમાંથી કોઈ 'હાથરૂમાલ જેટલો કકડો કાતરી ગયું હતું. કોઇએ એનાથી

વાસણ સાફ કર્યું હતું. બાજુની દિવાલ પર કોઈએ પેનસીલથી દુઃખનો હિસાબ ટપકાવી દીધો હતો. જાણે પ્રલયદેવતા જ દર્શન ન દઈ ગયા હોય એમ તેને જણાયું. વસંતે નિઃશ્વાસ મૂક્યો. ઘર સુધારવાની એની અભિલાષાઓ છૂંદાઈ જતી જણાઈ.

એક વાર તેણે ઘરના માણસોને ઠીક ઠીક સુઘરેલી ઢબછબે વર્તવાનું કહ્યું. એકે એક જણે તેનો સખત વિરોધ કર્યો, 'તારા સુધારાની અમને કશી યે જરૂર નથી.' આમ કેટલી યે વાર તે અટુલો પડી જતો.

પરંતુ એના શિક્ષક તેને પોતાના ઘરના માણસ જેવો જ ગણતા. એ શિક્ષક ગરીબ હતા પણ દિલના ઉદાર હતા. એમની ઓળખાણ ને લાગવગ પણ સારી હતી. તેમને લીધે વસંતની ઓળખાણ પણ વધવા લાગી. એટલે બધે ય તેને પોતાના જૂની ઘરેડના ઘરની વાત સફાઈથી છૂપાવવાની જરૂર પડતી.

એક દિવસે તેના શિક્ષકને ઘેર સ્નેહસંમેલન હતું. યુવાનોથી દિવાનખાનું ઉભરાયું. વસંત પણ હળવે હૈયે એમાં ભળ્યો. તેને બધાં સાથે હળી જતાં ઠીક આવડતું. સર્વના આદર્શરૂપ બનવાની તેને હોંશ હતી.

વસંત દિવાનખાનું શણગારવાના કામમાં રોકાયો. સંમેલનમાં ગાવાનાં ગીતો પણ એણે જ પસંદ કર્યાં. તેના વગર સંમેલન દીપે જ કેમ? વળી શિક્ષકના ઘરની કોઈ પણ વ્યક્તિ એને પરાયો લેખતી જ નહિ.

અત્યારે તે દીપમાળ ગોઠવવામાં ગૂંથાયો હતો. બાંય ઉંચી ચઢાવી તે ઘોડી પર ઉભો હતો. દીપાવલિ ઝળકી તે સાથે દિવાનખાનામાં પણ વિજળી શી એક બાલા ઝબકી. વસંતને જાણે એકાએક કોઈ અલૌકિક દેવીનાં જ દર્શન થયાં. એ બાળા પણ સર્વને આનંદની છાયા પેઠે આહ્લાદી રહી.

આ સૌંદર્ય મૂર્તિ કોણ? વસંત વિચારમુગ્ધ બન્યો. કેવું એ મધુર મિલન! પરંતુ એ મિલન મધુરૂં છતાં અધુરૂં હતું. તે ન્યૂનતા કેમ ટળે? ખંડમાંથી તમામ બાલાઓએ એને વધાવી લીધી. ત્યાં ઉભેલા યુવાનો પણ ઉલ્લાસમાં આવ્યા.

"આમ આવ વીણા!" વિમળાએ એ બાલાનું સ્વાગત કર્યું. "જો. આ વસંતભાઈની તને ઓળખાણ કરાવું. એ પિતાજીના પટ્ટશિષ્ય છે. અમારા મંડળનું એ છૂપું રત્ન છે."

વીણા હળવું હળવું હસી, "હું પણ તમારા મંડળમાં ભળી શકીશ ને?"

"તું તો દેવી છે." વિમળાએ એને અપનાવી લીધી, "જુઓ વસંતભાઈ! આ વીણાને એક વાર જુએ છે તે એને કદી પણ ભૂલી શકતું જ નથી. કેટલા ય એના દર્શનથી ભાન ભૂલ્યા છે. તમે પણ સંભાળજો હોં!"

"જીભની લગામ છેક જ છૂટી મૂકે છે કે" વીણાએ વિમળાને વારી. વસંત છેક જ અપરિચિત હતો એટલે પ્રથમ મિલને વીણા સંકોચાય એ સ્વાભાવિક જ હતું. તેનાથી છૂટથી વાત શી રીતે થાય?

છલંગ ભરતી મૃગલીની પેઠે તે દોડતી દિવાનખાનાને બીજે ખૂણે ગઈ. વસંત ને એના નયનની મિટ મંડાઇ ન મંડાઈ ને ચમકતી ચપળા અલોપ થઈ.

વસંત તો મુગ્ધ મને જનાર તરફ જોઈ જ રહ્યો. કેવી મનોરમ! એણે અનેક પરીકથાઓ વાંચી હતી. રમણીય રાજકન્યાના પગલે કુંકુમ ઝરતાં સાંભળ્યાં હતાં. હસમુખીઓ હસતી ને મોતી ઝરતાં એવી કલ્પનાઓ પણ તેણે કેટલી યે વાર કરી હતી. પરીકથાની એવી કોઈ સુંદરી જ જાણે અત્યારે ત્યાં ઊતરી આવી ન હોય એમ તેને લાગ્યું.

વંદન ઝીલતી વીણા ફરી રહી હતી. એની હથેલીઓ કમલપત્રશી દીપતી. એના પગલે પગલે ખૂબી નીતરતી. વિમળા વસંત તરફ જોઈ જ રહી હતા. 'કેમ ? વીણાના પૂજારી બનશો ને ? ' તે વસંતના કાનમાં ગણુગણી, 'તમે તો જરૂર સફળ થશો હોં !'

સ્નેહસ્નિગ્ધ ભાવે એ કાંઈક સંકોચાયો પરંતુ એનું દિલ હસી ઊઠ્યું. વિમળાનાં વચનોમાં પણ કારમી કટુતા નહોતી. 'ગરીબની મશ્કરી કે ? ' તે બોલ્યો, 'ગરીબનું નસીબ તો ગરીબ જ હોય ને !'—

મૈત્રીના દાવે કેટલાં ય વીણાની આસપાસ વીંટાઈ વળ્યાં. દરેકના દિલમાં ઈર્ષાગ્નિ ભભૂકતો. વસંત તો ભાવિના વિચાર ચગડોળે ચઢ્યો. પોતે વીણાનો આરાધ્ય દેવ બની શકે ખરો ? તેણે એ પળથી જ શરૂઆત કરવા નિશ્ચય કર્યો.

સૂર્યાસ્ત પછી યે આકાશ સંધ્યાના રંગોથી રંગાયલું રહે છે. વીણાના ગયા પછી યે સંમેલનમાં આનંદપૂર ઉભરેલાં જ રહ્યાં. એ સૌંદર્યપ્રતિમા વસંતના હૈયામાં અંકિત થઈ રહી. તેના પરિચયમાં આવવા તે તલસી રહ્યો.

૨

અભિમન્યુની માફક વસંતને પણ ચક્રાવામાં એકલા જ ઘૂમવાનું હતું. એને સૃષ્ટિનું સામ્રાજ્ય મેળવવાનું નહોતું, પરંતુ એક અપરિચિત લલનાનું દિલ જીતવાનું હતું. એના મનોરાજ્યમાં સંગ્રામ મંડાઈ ચૂક્યો હતો. એના નૈપૂણ્યની પૂરેપૂરી કસોટી થવાની હતી. વસંત વિજય માટે તૈયાર થયો. તે સંપૂર્ણ સજ્જ બન્યો. વિમળા અણધારી એની કુમકે આવી. વસંત આશ્ચર્ય ચકિત બની ગયો. વિમળા સંમેલનો ગોઠવતી ને

વસંત વીણાના મિલનનો મધુર યોગ સાધતી. વિમળાની નાનકડી અટારી એમના આનંદમિલનોનું અમોલું સ્મરણસ્થાન બની રહી ત્યાં થોડાક જ મિત્રો મળતા. દરેક વખતે વસંત ને વીણા તો મંડળીમાં હોય જ. "તમે ય વિમળા સાથે ઠીક ગોઠવણ કરી છે" વીણા કોઈ વાર વસંતને ચીઢવતી પણ ખરી, "જ્યારે જોઈએ ત્યારે તમારી છત હોય જ." "એમ નહિ બહેન!" વિમળા વચમાં જ ટહૂકો કરતી "મારે લીધે કશું ય નહિ બા!" વસંતભાઈ આમંત્રણની વાટ જુએ એવા જ ક્યાં છે. વીણાના તારની તંત્રી છેડવા વસંતે આવવું જ જોઈએ ને?"

"આપની કૃપા છે એમ કહો" વસંતને સત્યાગ્રહ આદરવો પડતો, "આપને જાહેર આભાર મનાવવાનું મન થયું જણાય છે. હું વણનોતર્યો નથી જ આવતો એટલું તો સ્વમાન ખાતર મારે કહેવું જ પડશે."

"એમની વાત સાચી લાગે એવું ખરૂં." તે વીણાને કહેતો, "તમારાં દર્શનથી હું મારૂં અહોભાગ્ય લેખું છું પરંતુ ચોરી કરીને તો એવો સ્વાર્થ હું ન જ સાધું."

"પણ તમને ચોર કહે છે કોણ?" વિમળા વાંધો ઉડાવતી, "વસંતભાઈ! ત્રિયારાજ્ય જામ્યું હોય ત્યાં તો તમે ઓચીંતો જ છાપો મારો છો. ભેદભાવના કિલ્લા એક જ આક્રમણે ઉકેલી નાખવા તમે મથતા હશો પરંતુ અમારી વીણા સુરક્ષિત છે હોં કે! તમે કદાચ વિજય પામશો પણ વિજયની વરમાળ વરતાં નવનેજાં થશે ને તેમ છતાં ય તમારે મારો આભાર તો માનવાનો રહેશે જ."

વીણા વિમળાનાં વચને છેડાઈ પડતી. આવી સારૂ સારૂ વાતો કોઈને ય ન પાલવે તો વનવલ્લરી વીણા સાંખે?

પણ વસંત ગૌરવ માનતો. એની વિજયની મહત્વાકાંક્ષા ઉત્તેજિત થતી. એનો વિજય ન જ નિર્માયો હોય તો આવી તક સાંપડે જ ક્યાંથી ?

અંતે એ વિજયદિન પણ ઉગ્યો. એક જ્યોત્સ્નામયી સંધ્યા હતી. વસંત વીણા ને વિમળા અટારીએ ચઢ્યાં હતાં. એવામાં વિમળાને નીચે જવું પડ્યું. વસંતે ઉંચે જોયું. શ્વેતકમલશા દુધમલ વાદળો અંબરપટે તરી રહ્યાં હતાં. અકસ્માતથી જ એના હાથે વીણાને સ્પર્શ કર્યો. વીણાએ પોતાનો હાથ ખેંચી ન લીધો. એણે વસંતનો હાથ વહાલથી દબાવ્યો. એના વદન પર લજ્જાભર્યું મૃદુલ હાસ્ય વેરાઈ રહ્યું. મુક્તામાલા સમોવડાં બે અશ્રુબિંદુડાં એના નયનમાંથી સરી પડ્યાં.

વસંતની એ સ્વપ્નસુંદરી ! એ રડતી ત્યાં મોતી ઝરતાં. આંસુ ભીતર એ હસી રહેતી, " તમે મારૂં દિલ જીતી લીધું છે. કહો ! કહો ! હું શું કરૂં ? "

" જીવનભર તારો હાથ આમ જ રહેવા દે " વસંતથી બોલાઈ ગયું.

" પણ આ કોનો હાથ છે એ જાણો છો ? " વસંતના કુટુંબથી કેવળ અજાણી વીણાએ વિચિત્ર પ્રશ્ન કર્યો, " તમે શ્રીમંત છો. કીર્તિવંત છો. કુળવાન છો. હું—હું તમારે લાયક નથી. "

" તને જીતવા તો મેં જીવનની હોડ બકી છે. તારા વિના સર્વ ધૂળ છે. ઓ વીણા ! તને મેળવવા તો મેં કેટકેટલું છૂપાવ્યું છે. તું મૂલ્ય આંકે એ જ મારૂં સાચું મૂલ્ય. એ ઉપર જ મારા વિજયનો આધાર. મારે બીજું કાંઈ જ કહેવાનું નથી. "

"મનુષ્ય મરદાઈ દાખવે ને વિજયી નીવડે." વીણા બોલી, "એથી વધારે સત્ત્વ શું પારખવું? અને એવી શ્રદ્ધા ન હોત તો હું તમારી જોડે બોલત પણ ખરી? લક્ષ્મી, કુળ સમાજને ખોટો ઓપ આપી શકે છે પણ એ બધું તો વાત વાતમાં વિલીન થવાનું. સુવર્ણ તો સાંપડે–સરજાવાય નહિ."

એક મધુરસ્વપ્ન સમોવડા એમના દિવસો પસાર થવા લાગ્યા. "વીણા!" એક દિવસ વસંતે એકાએક પૂછ્યું, "હવે આપણે એક બીજાને સંપૂર્ણ ઓળખી ચૂક્યાં છીએ; હવે વિશ્વ પણ આપણને દંપતી સ્વરૂપે ઓળખે તો કેવું સારૂં! પણ તે પહેલાં મારે નગ્ન સત્ય તને જણાવી દેવું જ જોઈએ. મારા કુટુંબની કોઈ પણ સ્ત્રીને લખતાં વાંચતાં આવડતું નથી એ જાણી તું કદાચ અજબ થઈશ. મારાં વડીલો પણ સહી કરવા જેટલું જ ભણેલાં છે. અમારા સંસ્કાર ગામડીયા છે. એવા વાતાવરણમાં તારૂં જીવન કેમ જશે?"

વસંત ધ્રૂજતો હતો. એનો કપોલપ્રદેશ પ્રસ્વેદથી ભીંજાઈ ગયો હતો. તેણે આછેરૂં સ્મિત કરી વીણા સામું જોયું પણ વીણાનું વદન તો આનંદથી ચમકી રહ્યું હતું. "એમાં તે તમે શું કહ્યું?" તેણે ઉત્તર દીધો "સંસારમાં સ્વર્ગ સરજાવવું એ તો સ્ત્રીઓનું જ કામ."

× × ×

પરંતુ થોડા જ વખતમાં એ રસિક નાટકનો કરુણ અંત આવ્યો. એકાએક વસંતનો વીણા પર પત્ર આવ્યો. જ્ઞાતિમાં વીણાનું કુળ તદ્દન હલકું લેખાતું. વસંત કુળવાન હોઈ એનાં વડીલોએ એમનો સંબંધ અપનાવી લીધો નહિ. વસંતે ઘણાં ય વલખાં માર્યાં. કુળના પુરાણા ભેદભાવ બાજુ પર મૂકી નવા સંસ્કાર અપનાવવા એણે ઘણાં ય માથાં ઝીક્યાં પણ

એનું કાંઈ વળ્યું નહિ. એના વડીલો હિમાચળશા અડગ રહ્યા. એની માતા તો કજિયાથી કંટાળી બીમાર પડી. વસંત પણ રોજના કંકાસથી કાયર બની ગયો. આખરે બ્રહ્માંડનો નિઃશ્વાસ નાંખી ગુંગળાઈ મરતા શ્વાસે તેણે વીણા પર પત્ર લખી વાળ્યો–

વીણા,

હું શું લખું? મારે માટે એક શબ્દ પણ બોલવાનો મને હક નથી. બાને તો તું બરાબર ઓળખે છે. પુત્ર પર માતાનો હક તું પિછાની શકે છે. આપણી વાત વંચાઈ ત્યારથી ઘરમાં કલેશ જામ્યો છે. પરિણામે માતા પથારીવશ બની છે. એનું દિલ ન દુભાવવા મારા સુખની સર્વ આશાઓનો મારે ત્યાગ જ કરવો પડશે. અરેરે! નિષ્ઠુર હિંદુ સમાજમાં માતાનું વચન ઉથાપી મારાથી નહિ જીવાય. મારા સુંદર આદર્શોનો– મારા મનોમંદિરમાં પ્રતિષ્ઠાસ્થાને વિરાજેલી તારી પ્રણયમૂર્તિનો–મારે ત્યાગ કરવો પડે છે. તારા કમભાગી વસંતને ભૂલી જજે. એ તારે લાયક નથી.

વસંત

ઓચિંતી હેલી થવાથી હું તાવે પટકાઇ પડી હતી. વરસતા વરસાદમાં આખો દિવસ પથારીમાં પડી રહેવાનું કાળ જેવું લાગતું. સદ્‌ભાગ્યે મારા મકાનની દક્ષિણે ખૂલ્લું ચોગાન હતું. તાજી ઉગેલી લીલોતરી ત્યાં મહેકી રહી હતી. બારી બહાર દૂર સુધી નજર પહોંચતી એટલે એ સૃષ્ટિસૌંદર્ય અજબ શાંતિદાતા થઇ પડ્યું હતું.

વાદળઘેર્યા આકાશ નીચે તરુશૃંગો ડોકિયાં કરતાંઃ વટેમાર્ગુને વધતા જતા તોફાનની આગાહી આપતાં. રાજમાર્ગને વીંટી વળેલી વનરાજી આંખોમાં અમીસીંચન કરતી.

શહેર બહારનો એ એકાંતવાસ હતો. પડતર ખેતરોની વચ્ચે વચ્ચે નવાં નવાં મકાનો બંધાયે જતાં હતાં. આખા ગામનો કચરો ત્યાં ઠલવાતો છતાં ય વર્ષાના આગમને વસુંધરા નવીન વાઘા સજતી. હરિયાળાં ક્ષેત્રમાં વારિબિંદુ મોતીના ચમકારે ચમકતાં.

હું એકલી જ હતી. કુદરતના ખેલ નીહાળવા સિવાય મારે બીજું કાંઇ કામ નહોતું. ફરજીયાત આરામ લેવાનો નિર્ણય થયેલો હોવાથી માંદગીના ગાળા દરમિયાન રસ્તાની અવરજવરથી હું સંપૂર્ણ માહિતગાર થઇ ગઇ હતી. સૂર્ય ઉગતાં જ બુઢ્ઢો રહેમાન પૌત્રને આંગળીયે વળગાડી ત્યાંથી પસાર થતો. તાજી શાકતરકારીની પહેલી જ ખરીદી કરવાને

એને અજબ શોખ જણાતો. બપોરે વડની છાયા નીચે પાસેના ગામડાંમાંથી લોકો ફળફળાદિ વેચવા ટોળે મળતાં. ઋતુએ ઋતુએ એમનો માલ બદલાતો. પરંતુ સ્થાન તો એનું એ જ અવિચળ રહેતું. ઘરાકી જામતી ને વિખરાતી; ગામડાની માયાને શહેરના સ્વાર્થની પ્રતીતિ કરાવતી. સાંજે ડૉક્ટર શ્રીનિવાસનાં દર્શન પ્રથમ થતાં. બરાબર ચારને ટકોરે ચામડાની થેલી ને ચકચકિત લાકડી તાલબદ્ધ હલાવતા એ પસાર થતા. પછી યુવાન હર્ષદ શાળામાંથી છૂટતો. સંધ્યાના આછેરા અજવાળે કોઇ કોઈ પ્રણયયુગલો પણ આનંદવિહાર કરવા નીકળી પડતાં.

એક સવારે કોઈ નવીન જ વ્યક્તિનાં મને ઓચિંતાં દર્શન થયાં. પેલા વડલા નીચે નવીન સામગ્રી સજાયલી જણાઈ. કદાચ કોઇ વટેમાર્ગુ વિરામ લેવા થંભ્યો હશે. કેટલી યે વાર થાકેલા મુસાફરો વડની શીતલ છાયામાં આશાયેશ લેતા. પરંતુ આજના દૃશ્યે તો મારામાં કાંઈ ઓર જ કુતૂહલ પેદા કર્યું. સંપૂર્ણ સમીક્ષા કરવા હું બારીએ ગઈ. કોઈ ઉચ્ચ વર્ણની હિંદુ મહિલા મારી નજરે ચઢતાં જ મારી આતુરતા વધી. ઇંટોના ટુકડા ભેગા કરી એણે ચૂલો પણ સળગાવી દીધો હતો. ઝાંખરાના બળતણે એણે રસોઇ બનાવવા હામ ભીડી હતી. દાળ ઓરી તે પાસેના નળે જઈ વાસણ માંજી આવી. નાનકડી ડોલમાં પાણી પણ ભરી લાવી. ધોયેલાં લુગડાં સૂકવવા નાંખી તે ચૂલા તરફ વળી. જાણે ઘર માંડીને જ બેઠી હોય એવી તે નિશ્ચિંત જણાતી. પરંતુ એ એકલી જ હતી. એ કોણ હશે? કદાચ કોઈ યાત્રાળુ હશે. છતાં ય શહેરના એ એકાંત ખૂણે તો આવો બનાવ વિરલ જ હતો. પુરાતન કાલમાં લોકો સંઘ કાઢી યાત્રાએ જતા. એવા સંઘો સાર્ગસાં જ પડાવ નાખતા. પરંતુ આ બાઇ તો એકલી જ હતી.

બપોરે તો હું જરા વધારે ઊંઘી. જાગીને જોયું તો નમતો પહોર થયો હતો. દવા પીવાનો વખત પણ થઈ ગયો હતો. પેટ કાંજી માટે પણ પોકારી રહ્યું હતું. છતાં ય પહેલી નજર તો બારીની બહાર જ ગઈ. હજી પણ પેલી બાઇ વડ નીચે જ હતી. બપોરે એ માથું ચોળી નાહી હશે. અ ચારે તડકે બેઠી બેઠી એ ભીના વાળ સૂકવી રહી હતી. ઝટપટ કામ પતાવી માર્ગે પડવાની ઉતાવળમાં હોય એવું એક પણ ચિહ્ન જણાતું નહિ. પોતાના જ ઘરમાં હોય એવા નીરાંતજીવે તે ઠંડા પહોરે વિરામ કરી રહી હતી. રસ્તે જનાર લોકો પણ એ અજબ બાઈને નીહાળી ઘડીભર થંભી જતા. પરંતુ એને કોઈની યે પરવા હોય તેમ જણાતું નહિ. એટલે લોકો પણ થાકીને રવાના થતા. થોડી જ વારમાં તે વેણી ગૂંથી પરવારી. સૂકવેલાં લુગડાં વાળી દીધાં. રસોઈ પૂરતાં વાસણ ચૂલાની બાજુમાં મૂકી બીજાં થેલીમાં ભરી લીધાં. એની નજીવી મૂડી સાલ્લાની ગાંઠે વાળી. ચોમેર નજર નાંખી એણે ખેતરના પશ્ચિમ છેડે પથારીની તૈયારી કરી. સાલ્લા વાળી ઓશીકું બનાવ્યું; મારા આશ્ચર્યનો તો પાર જ રહ્યો નહિ. ઉચ્ચ વર્ણની બાઈને આમ રઝળતી દશામાં નિહાળી મારૂં દિલ દુભાયું. આવી કાળરાત્રિ એ આમ એકાંતમાં જ વીતાવશે? મારૂં મન એ વાત માનવા ના પાડતું. એ ભીખારૂ જેવી પણ નહોતી. એ કોણ હશે?

મેં દાસીને હાક મારી. "પેલી બાઈ કોણ છે?" મેં પૂછ્યું, "આખી રાત તે પેલા વડ નીચે જ ગાળવા માગે છે? જા. ખબર કાઢી લાવ."

દાસી બહાર જઈ તુરત પાછી વળી, "બા! એ તો ઊંઘી ગઈ છે." તેણે ખૂલાસો કર્યો, "મેં કેટલી યે બૂમો પાડી પણ એ બોલતી જ નથી. બીજા કોઈને એના વિષે કશી જ

માહિતી નથી. પરંતુ એ ઘસઘસાટ ઊંઘે છે એટલે રહેવાની જ હશે. ”

એ બાઈ નહોતી નવયૌવના કે નહોતી વૃદ્ધા. આમ ખુલ્લામાં એ વયની બાઈ આખી રાત પડી રહે એ પણ કેવળ અસ્વાભાવિક હતું. તે રાત્રે હું જેટલી વાર જાગી તેટલી વાર મારાથી બારી બહાર નજર કર્યા વિના રહેવાયું નહિ. અંધાર ઘેર્યા આકાશ નીચે આખી રાત એ નીરાંતે સૂતી હતી. સવારે હું ઊઠી ત્યારે તો એ પોતાના કામે લાગી ગઈ હતી. એણે વાસણો માંજ્યા, પાણી ભર્યું; સ્નાન કરી લુગડાં પણ ધોઈ ને સૂકવી દીધાં. પોતાના જ આંગણામાંના કુવા પર નહાતી ધોતી હોય એવી શાંતિથી એ તમામ કામકાજ કરી રહી હતી. રસ્તે જનાર માટે એ બિલકુલ બેપરવાઈ દાખવતી. જરા પણ સંકોચ વિના એણે રાંધીને જમી પણ લીધું. કોઈ પણ જાતની એને ઉતાવળ હોય તેમ જણાતું નહિ. વિચિત્ર નિવાસસ્થાનમાં પણ એને અજાણ્યું લાગતું નહિ. પોતાના ઘરમાં જ હોય એવા નીરાંતજીવે એ કામ કરતી.

ભરભાંખરૂં થયું એટલે બુઢ્ઢો રહેમાન બચ્ચાને આંગળીએ વળગાડી શાકબજાર તરફ જતો જણાયો. પેલી બાઇને જોઈ તેના રસોડાથી થોડે તે દૂર ઊભો રહ્યો. થોડીક પુછગાછ પણ કરી જોઈ. પછી અબુ ગાડીવાળો આવ્યો. ગાડીનું ઘરાક આવે નહિ ત્યાં સુધી તેને ગપ્પાં હાંકવામાં જરા ય વાંધો નહોતો. પરંતુ પેલી બાઈએ તેના તરફ ઝાઝું લક્ષ આપ્યું નહિ. કોઈની પણ પરવા કર્યા વિના તે રાંધ્યા જ કરતી. પરંતુ રસ્તે જનાર એમ ઓછા જ સહેલાઇથી વેરાઈ જાય છે? મનુષ્ય માત્રમાં કુતૂહળ કુદરતી હોય છે.

સવારથી વાદળાં ઘેરાવા માંડયાં હતાં. ઓચિંતો વરસાદ શરૂ થયો. બુઢ્ઢો રહેમાન બાળકને ઉચકી ઝટપટ રવાના થઈ

ગયો. અબુ પોતાની ગાદીમાં લપાઇ ગયો. પરંતુ પેલી બાઇ તો પોતાની જગાએથી જરા ય ખસી નહિ. હોલવાતા અગ્નિને પ્રજ્વલિત રાખવા તે મથતી. થોડી વારમાં એનાં લુગડાં છેક જ ભીંજાઈ ગયાં.

મારી દાસીએ અંદર આવી બારી બારણાં બંધ કરી દીધાં. વરસાદની સાથે વાતાવરણ પણ ઢંકાઈ ગયું. વરસાદ ધીમો પડયો કે મેં બારી ઉઘાડી નંખાવી. પાડોશની બતકો જલવિહાર કરવા નીકળી પડી હતી. મારી રાજમાર્ગની પાડોશણ તો તદ્દન નિશ્ચિંત હતી. વરસાદ બંધ પડયો કે તેણે પોતાનાં લુગડાં નીચોવી સૂકવી દીધાં ને પાછી પોતાના કામમાં લીન બની ગઈ.

આખો દિવસ તડકા છાંયડાએ ફેરવાયા જ કર્યું. એ બાઇનાં લુગડાં સુકાતાં કે ભીજાતાં. શરદીથી મારા તાવે પણ જરા જોર પકડયું. માથાના દુઃખાવાથી ને તાવના ઘેનથી હું એની વાત ઘડી ભર વિસરી જ ગઇ.

તાવ નરમ પડયો કે મને બારી બહાર નજર કરવા મન થયું. આકાશ તો હજી ઘેરાયલું જ હતું. કલાકોની હેલી પછી ઉઘાડ નીકળ્યો હતો. પેલા વડ વીચે જલસો જામ્યો હોય તેમ જણાતું. અબુ શેખ, બુઢ્ઢો રહેમાન ને બીજા બે ત્રણ મુસલમાનો પેલી અજાણી બાઇના નિવાસને વીંટી વળ્યા હતા. દરેકના વદન પર આતુરતા ચમકતી. ખૂબ જ ધ્યાનપૂર્વક તેઓ વાતચીત સાંભલી રહ્યા હતા. કેટલી યે વાર સુધી પેલી બાઇ એકલી પડી જ નહિ. છતાં ય એનો કાર્યક્રમ અભંગ ચાલ્યા જ કર્યો; તે બેસતી, ઊઠતી, રસોઇ કરતી ને લુગડાં ધોતી. પરંતુ એનાં નેત્રયુગલ ચંચલ બન્યાં હોય એમ જણાતું હતું. હવે તે અગાઉ જેટલી શાન્ત રહેવા પામી નહોતી,

મારાં માણસો પણ હવે તેના પ્રસંગમાં આવી ચૂકયાં

હતાં. નવરાસના વખતમાં તેઓ પણ વડ નીચે અડીંગા લગાવતાં. એક વાર દાસી દૂધ લઈ આવી ત્યારે મને કહેવા લાગી, "એ બિચારી બહુ જ કમનસીબ છે. બ્રાહ્મણ છે છતાંય એને રઝળી રઝળી ભીખ માગવા વારો આવ્યો છે. એણે કેવી મૂર્ખાઈ કરી છે."

"એનો વર તો છે ને ?" મેં સીધો જ પ્રશ્ન કર્યો.

"હા. બા !" દાસીએ જવાબ વાળ્યો, "વર છે ને ચાર છોકરાં પણ છે. અસલ કાઠિયાવાડી છે. સારા કુટુંબની જણાય છે પણ અત્યારે જુઓ ને ? એ બિચારીની કેવી દુર્દશા થઈ ગઈ છે ?"

"પણ એ અહીં આવી છે શું કામ ?" મારું આશ્ચર્ય વધતું જ જતું હતું. "જરા જરામાં લોકો કાઠિયાવાડથી અમદાવાદ આવવા નવરા નથી હોતા. રોજનું ખર્ચ થાય ને આમ વરસાદમાં પડી રહેવું પડે એ કેમ પાલવે ?"

"તેની તો મને શી ખબર ?" દાસીએ અજ્ઞાન દર્શાવ્યું, "પણ એ તો કહે છે કે એને લાંબા વખતથી આંતરડાંનું દર્દ છે. એની કોઈએ દવા કરેલી નહિ. કોઈને એના દુઃખની પડી નહોતી. એકાએક તેના વરને વહાલ ઉભરાઈ આવ્યું ને તે અહીં આવી હોસ્પીટલમાં મૂકી ગયો."

"એ તો ઘણું જ સારું કર્યું." મને એની વાતમાં રસ પડ્યો, "તેથી જ અત્યારે એની આવી સુંદર ચાકરી બરદાસ્ત થાય છેઃ ખૂલ્લી હવા પણ મળે છે; દુનિયાનાં બધાંય દુઃખથી હવે તે જરૂર છૂટશે." મેં જોયું હતું તે ફરી ઉચ્ચાર્યું.

"અરે ! પણ એનો ધણી તો એને અહીં મૂકી રવાના થયો છે." દાસીએ પોતાની વાત આગળ ચલાવી, "થોડા દિવસ પછી ડૉક્ટરે એને જણાવ્યું કે 'તમને તો ક્ષયનાં ચિહ્ન જણાય છેઃ અમે અહીં ક્ષયનાં દર્દી નથી રાખતાંઃ માટે તમારે

ઇચ્છા હોય તો ગામમાં રહી રોજ દવા લઈ જજો.' હવે એ બીચારી અજાણી એટલે ક્યાં જાય? એનો ભાયડો પણ કેવો મૂરખ કે એને આમ રઝળતી મૂકી ભાગી ગયો? એની ચોક્કસ વ્યવસ્થા તો કરતા જવું હતું? રીઢા થઈ ગયેલા દર્દમાં આવી દોડાદોડ પાલવે?"

"પરંતુ હૉસ્પીટલમાં આવી વાત બને એ સંભવિત જ નથી. એક વાર દર્દીને દાખલ કર્યાં પછી એની સંભાળ લેવા તેઓ બંધાયલા જ છે." મેં મારી સમજણ વ્યક્ત કરી.

"ઓ બાઈ સાહેબ! સાર્વજનિક દવાખાનાની વાત જ જવા દો." દાસીએ પોતાનો અનુભવ ઉકેલવા માંડયો, "એ તો મોટા લોક કહેવાય. એમને ગરીબોની શી પડી છે? ગરીબો જીવે તો ય શું ને મરે તો ય શું?"

હવે તો દાસીની વાતથી હું કંટાળી, "તો એના વર પાસે એ પાછી કેમ નથી જતી?" મેં આકળા બની પૂછ્યું, "એનો વર પણ અહીં આવી એને લઈ કેમ જતો નથી?"

"એનો વર આવવાનો જ છે." દાસીએ તુરત જ હકાર ભણ્યો, "થોડા જ દિવસમાં દેશથી પાછી વળી એને લઈ જવાનું કહેતો જ ગયો છે. પણ બા! કાઠિયાવાડથી એમ કાંઈ ઝટ ઝટ અવાય છે? હવે તો એ બાઈ નનુમીયાંની બંધ પડાળીમાં સૂવા જાય છે. દિવસે એ પડાળી પર બીડીવાળો બેસે છે એટલે એને વડનો આશ્રય લેવો પડે છે. એકાદ અઠવાડિયામાં એનો વર આવી પહોંચશે એવું તે માને છે."

"એનો વર પણ કોઈ અજબ માણસ જણાય છે. આ બાઈએ પણ એની ઝાઝી આશા રાખવી જોઇએ નહિ." મેં મારો અભિપ્રાય વ્યક્ત કર્યો, "એ ભાયડામાં જરા પણ અક્કલ હોત તો દવાખાનાને બારણે બૈરાંને છોડી કદી પણ ભાગી જાત નહિ. અહીં સુધી મૂકી જવાના પૈસા એ ખર્ચી

શક્યો તો ત્રણ પૈસાનું કાર્ડ લખી ન શકત ? ગરીબ માણસને પણ હૃદય જેવું તો કંઈક હોય છે જ."

"ભગવાન જાણે. બા!" દાસીએ નિસાસો મૂક્યો, "મને ખબર હતી એ બધી ય વાત મેં આપને કહી." એમ કહી દાસી વિદાય થઈ.

વળી પાછો વરસાદ કડાકાબંધ તૂટી પડયો. આ વખતે તોફાનનું જોર વધારે હતું. વૃક્ષો પણ જમીન પર ઢળી પડતાં જણાતાં. થોડી જ વારમાં નીલવર્ણું ક્ષેત્ર એક નાનકડું તલાવ બની ગયું. પેલી બાઇએ પોતાનાં વાસણ વડ નીચે ગોઠવી દીધાં ને પોતાની પોટલી બગલમાં મારી અમારા દાદર નીચે લપાઇ. તોફાનના સપાટા પણ એવા સખત હતા કે મજબૂત મનુષ્ય પણ બહાર નીકળવા હિંમત કરી શકે નહિ. ઝાડની ડાળીઓ પણ એક બીજા સાથે અથડાઇ તોફાનની ભીષણતા વધારી રહી હતી.

"બા સાહેબ!" મારી દાસી અંદર દોડી આવી કહેવા લાગી, "પેલી બાઈ આપણા દાદર નીચે ભરાઈ બેઠી છે. એની જોડે વાત કરવી હોય તો ચાલો."

મને એ વેળા જરા ઠીક હતું એટલે હું ઊઠી. શાલ વીંટી હું દાદરના કઠેરા આગળ ગઈ. પેલી બાઈ સાધારણ સારા દેખાવની હતી. એનાં નયન વિશાળ હતાં. એમાં ભયની આછેરી ધ્રૂજારી પણ જણાતી નહિ. શરીરે તંદુરસ્તીની છાપ સ્પષ્ટ જણાતી: પરંતુ એણે યૌવનનો આલ્હાદ વિસારી મૂક્યો હોય એવું સાફ જણાઇ આવતું. એને પ્રૌઢત્વ પ્રાપ્ત થઈ ચૂક્યું હતું. મને જોઈ તે ઉમરા આગળ આવી. "આવા તોફાનમાં તું કેમ પડી રહી છું?" નજર મળતાં જ મેં પ્રશ્ન કર્યો "તારે કોઇ સગાં વહાલાં છે કે નહિ?

જરા સંકોચથી તેણે હોઠ કરડયો. "છે. બેન!" તે બોલી, "મારે ઘર પણ છે ને સગાં સંબંધી પણ છે. બધાં જ હયાત છે. હું માંદી પડી હતી એથી જ મારે અહીં આવવું પડયું. અહીં આવ્યા બાદ હું દુઃખમાં આવી પડી છું. બાકી જીવનભરમાં મેં ઘરનો ઉમરો પણ ઓળંગ્યો નથી."

"તારા વરને કાગળ લખ ને!" મેં કહ્યું.

"મને લખતાં નથી આવડતું. બેન!" તેણે ખુલાસો કર્યો "અહીંના લોકો પાસે મેં એક પત્ર લખાવ્યો હતો. પરંતુ તે એમને પહોંચ્યો હોય તેમ નથી લાગતું."

"ટપાલમાં કોણ નાંખી આવ્યું હતું?" મેં શંકા કરી.

"મેં નનુમીયાંને કહ્યું હતું," તેણે તુરત જ જવાબ વાળ્યો, "કદાચ મારો પત્ર એમને મળ્યો પણ હોય ને તેમણે જવાબ પણ લખ્યો હોય. કદાચ એમનો પત્ર ગેરવલ્લે પડયો હશે."

"આવામાં એક બે દિવસ અમારા મકાનમાં આવી રહે ને." મેં વાત બદલી, "હું તારા વતી કાગળ લખીશ એટલે તારો વર અહીં આવી તને લઈ જશે."

"તમે શી ન્યાત છો?" પેલી બાઇએ મને ટીકી ટીકીને જોયા બાદ પૂછ્યું, "અમે બ્રાહ્મણ રહ્યાં એટલે હલકી વર્ણનો પડછાયો પણ ન લઈએ."

ઘરબાર વિનાની અનાથ બાઈને વળી મીજાજ કેટલો? ભીખારણ મારી નાત પૂછવા બેઠી. એની ઉદ્ધતાઇથી હું ચીઢાઇ. "અમે ચમાર છીએ" ચીઢમાં જ જે મોઢે આવ્યું તે ફેંક્યું, 'તને ખાવા કોણ બોલાવે છે તે નાત જાત જાણવા બેઠી છું? હું તને આશ્રય આપવા માગું છું ત્યારે તું વળી ડાહીલી થાય છે."

"હું આપને ત્યાં રહેવા આવું તો મારા વર ફરી મને ઘરમાં પણ પેસવા ન દે" તદ્દન શાંતિથી તેણે ઉત્તર દીધો.

મારા મીજાજની એને જરા પણ અસર થઈ હોય તેમ લાગ્યું નહિ. " હલકા વર્ણમાં રહી આવેલી ગણી મને ઘર બહાર હાંકી કાઢે. પછી હું ક્યાં જાઉં ?–એના કરતાં થોડા દિવસ ખેતરમાં પડી રહેવું શું ખોટું ?"

"પાડોશનો કચરો તને વીંટી વળેઃ હસે બોલે કે ગપ્પાં હાંક એ તારા વરને ગમશે ?" હું વધારે છેડાઈ.

"પણ એમાં હું શું કરૂં ? બેન ! તેણે જરા પણ મુંઝાયા વિના મને સામો પ્રશ્ન કર્યો, "એ લોકોને હું ક્યાં બોલાવવા જાઉં છું ? હું ક્યાં એમની જોડે હસીને વાત કરૂં છું ? મને તો કોઈનું ય હાસ્ય સાંભળવાના કોડ નથી રહ્યા. આજ દશ વર્ષ થયાં મારા વરે જ મારી જોડે હસીને વાત કરી નથી તો હું બીજાની શું આશા રાખું ? હું એકલવાયી રહી એટલે એ બધું વેઠ્યા વિના મારે છૂટકો છે ?"

"ઠીક." મારો રોષ એકદમ ઉતરી ગયો, "જા. પેલી દૂરની ઓરડીમાં મુકામ કર." મેં જરા હસીને વાત કરવા માંડી, 'અમે ચમાર નથી હોં ! અમે બ્રાહ્મણ નથી પણ તું એ ઓરડીમાં રહીશ તેથી કાંઈ વટલાઈ નહિ જાય." મેં દિલસોજી બતાવી.

"ના બેન ! ના" હવે તે જરા વહેમની નજરે મારા તરફ જોઈ બોલી, "અહીં થોકબધ નોકર ચાકરો છે. એમની સાથે રહેવાનું મને નહિ ફાવે. એના કરતાં પેલી ખાલી દુકાનની બંધ પડાળીમાં પડી જ રહેવું સારૂં છે. અંદરથી સાંકળી દીધી એટલે નીરાંત."

"ભલે બાઈ !" મારી શક્તિ ખૂટી જવા આવી હતી એટલે મારે વાત પડતી મૂકવી પડી, "તને ગમે તે ખરૂં" એમ કહી હું પાછી વળી.

બે ત્રણ દિવસ પછી એ બાઈના ઘરવાખરામાં વધારો

થયો હોય એમ મને જણાયું. એક નાનું બાલક એના સરસામાન વચ્ચે રમી રહ્યું હતું. એની કેડે માત્ર એક કાળો દોરા જ બાંધેલા હતો. પેલી બાઈ પોતાના કામમાં ગૂંથાયલી હતી. એની શાંતિ ઊડી ગઈ હતી. પેલું બાળક કોઇ વાસણ પાડી નાંખતું કે દાળ ચોખા વેરતું. પેલી બાઇ એને જંપીને બેસવા પટાવતી. ખાવાનું આપતી. પણ એમ કાંઈ બાલક માને ? ના કહેલું કામ કરવા તો બાલક ખાસ આડાઇ કરે. એક બીજાનાં પ્રયાસોની નિષ્ફળતાથી બન્ને જણ અવારનવાર હસતાં. અનુ શેખ, નન્નુમીયાં ને બીજાં એક બે જણ એમનાં હાસ્ય ઝીલવા આતુર જણાતા. દરેકે પોતાની સ્વેચ્છાએ જ કોઈ કોઈ ચીજ આણી આપી હતી.

મારી દાસી બારીમાંથી એ બધો ખેલ જોઈ રહી હતી, "ફટ રે રાં...કુલટા!" તે બબડી, "ઉંચા કુટુંબની હોય એવો ડોળ કરે છે ! ને તનનાં છોકરાં રઝળતાં મૂકી બીજાનાં છોકરાં રમાડવા ઉપાડી લાવે છે."

દાસી વધારે બબડે તે પહેલાં મેં પેલી બાઈને હાંક મારી. તે પેલા બાલકને તેડી તુરત જ મારી પાસે આવી, "આ કોનું છોકરૂં ઉપાડી લાવી ?" મેં સહસા પ્રશ્ન કર્યો.

"એ તો બેન ! હું પેલા છગનભાઈ ને ઘેર ગઈ હતી." તે બાઇએ બીલકુલ સંકોચ પામ્યા વિના જવાબ વાળ્યો, "એની બૈરી સાથે મારે બેનપણાં થયાં છે. એટલે હું તેના બાલકને રમાડવા લેતી આવી છું. અજાણ્યા દેશમાં બાઈ માણસનાં બેનપણાં સારાં. લોકોને મોઢે કાંઈ આડો હાથ મૂકાય છે ? વળી સ્ત્રીહૃદય બાલક વિના હમેશાં શૂન્ય બની જાય છે."

"મને તો લાગે છે કે તારો વર પાછો આવવાનો જ નથી" મેં કહ્યું, "તને દૂર કરવા માટે જ એ તને અહીં મૂકી જતો રહ્યો હશે. બાકી આવા શહેરમાં બીજો માણસ વધારે

રોકાયા વિના રહે જ નહિ: વળી બૈરી માટે પાકો બંદોબસ્ત પણ કરતો જાય."

"એમ નહિ બેન!" તેણે ધીમેથી પણ મક્કમ વિરોધ દાખવ્યો, "કેટલીક વાર એ મારાથી છેડાઈ પડતા ખરા. કેટલીક વાર તે મને મારી પણ બેસતા. પરંતુ એ મને જાણી જોઈને રઝળતી મૂકી જાય એમ તો બને જ નહિ. એ તો બીચારા જાણતા હશે કે હું દવાખાનામાં સુખી હોઇશ. નહિ તો એ આટલો બધો વિલંબ કરે જ નહિ. 'વળી છોકરાંની પીડામાંથી એમને નવરાસ પણ નહિ મળતી હોય. છોકરાં ઘેર હતાં એટલે જ તે અહીં પણ વધારે રોકાયા નહોતા."

મેં એક કાર્ડ લઈ એના વરને લખ્યું "લે. આ ટપાલમાં નાંખજે." મેં તેને સૂચના કરી, "એ માણસ હશે તો તુરત અહીં આવી તને લઈ જશે."

એમ પાંચ દિવસ પસાર થઈ ગયા. આ બાઈ આમ ઉઘાડામાં કેટલા દિવસ પડી રહેશે? તે પણ ચાલુ વરસાદમાં! મારા પત્રનો પ્રત્યુત્તર આવ્યો જ નહિ. એને તેડવા આવનારનાં પણ દર્શન થયાં નહિ.

મેં ફરીથી એ બાઇને મારી પાસે બોલાવી મંગાવી "તમે કોઇના ઘરમાં રહેવા જાઓ તો ખોટું નહિ." મેં કહ્યું, "આવી રીતે માર્ગમાં પડી રહે કેમ પાલવે?"

"પણ બેન! હું બ્રાહ્મણ રહી." તેણે પોતાની ગૂંચવણ રજુ કરી, "આ લોકો જોડે હું કેવી રીતે રહી શકું? એમાંના ઘણા ખરા મુસલમાન છે. બીજા હલકી વર્ણના છે."

"તો કોઈ હિંદુ લત્તામાં જઈ રહેવાનું રાખ." મને જરા ચીડ ચઢી, "આમ વાટમાં પડી રહી હાથે કરી મોત માગી લેવાનું તને કોણે શીખવ્યું?"

"ઓ બેન! હું છેક અજાણી છું." એ જરા ભયભીત

બની હોય એમ લાગ્યું, "શહેરના લત્તાઓની પણ મને બીલકૂલ માહિતી નથી. વળી એક વાર હું વટલાઉં તો કોઈ મારૂં મોં પણ જુએ નહિ. અહીં આવ્યા બાદ આ લોકોની કેટલીક પીછાન થઈ છે એટલે હવે મને અહીં બહુ અતડું લાગતું નથી. કોઈ પણ અજાણ્યા સ્થળે જતાં મને બીક લાગે છે. આજના જમાનાની વાત જ કરવા જેવી નથી. આ તો સરિયામ રસ્તો રહ્યો એટલે ગાડું ગબડે છે."

"તો ખોટી જીદ છોડી મારી ઓરડીમાં રહેવા માંડ." મેં રસ્તો બતાવ્યો, "હું બ્રાહ્મણ નથી તેમાં શું થઈ ગયું?"

એક ક્ષણ ભર તે વિચાર કરવા થંભી, "હું કાલે કહીશ. પણ બેન! મને એ ઓરડી જોવા ન દો?"

મેં દાસીને એ ઓરડી બતાવવા ફરમાન કર્યું. અત્યારે તો એમાં જૂનો સરસામાન પડેલો હતો. અંદર એક જૂનો લાકડાનો ખાટલો પણ હતો. પેલી બાઈએ ઓરડીનું ખૂબ જ બારીકીથી નિરીક્ષણ કર્યું.

"એનું બારણું બંધ થતું નથી ને?"—પોતાની મુશ્કેલી રજુ કરી એ વિદાય થઈ.

બીજે દિવસે સવારથી જ ફરફર આવવી શરૂ થઈ. પરંતુ પેલી બાઈએ તો હંમેશ મુજબ રસોઇની તૈયારી કરી દીધી હતી. મારી બારીમાંથી હું તેને બરાબર જોઈ શકતી નહિ. ઝીણાં ઝીણાં વારિબિંદુએ અમારી વચ્ચે પડદો ઊભો કરી દીધો હતો. પ્રથમ તો મને લાગ્યું કે એ વરસાદનું પાણી લોહી નાંખતી હશે. પરંતુ ઝીણવટથી જોતાં મને જણાયું કે એ તો આંસુ લુછી રહી હતી. આટલા દિવસ થયાં મેં એને કદી પણ રડતી જોઈ નહોતી. શું એ છેક જ નિરાશ બની ગઈ હશે? ખરેખર! એ રુદન જ કરતી હતી. એનું મસ્તક એણે ઢીંચણ પર઼ ઢાળી દીધું હતું.

એકાએક છત્રી લઈ નન્નુમીયાં ત્યાં આવ્યા. એમની ભેટ સ્વીકારવા પેલી બાઈએ ના પાડી. પરંતુ નન્નુમીયાં પરાણે છત્રી વળગાડી વિદાય થયા.

એવામાં હસુ હસુ થતો બીજો પ્રશંસક ત્યાં આવી ચઢયો. એનું મોઢું પાનથી ચીકાર હતું. ભયભીત નયને પેલી બાઈએ ઉંચું જોયું. અબુ ગાડીવાળાને જોતાં તેણે પોતાનાં આંસુ છૂપાવવા પ્રયત્ન કર્યો. અબુ ચાર વાંસ ને એક તાપડું લઈ આવ્યો હતો. એણે વાંસ રોપી છત્રી બનાવી દીધી. એવામાં બુઢ્ઢો રહેમાન ત્યાં આવી ચઢયો, "શાબાશ! બચ્ચા!" તેણે ટકોર કરી. આજે મને પણ એ લોકોમાં રસ પડયો. એક કમનસીબ બાઈની ભીડ ભાગવા એ લોકો યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યા હતા. રોજ ટાયલા કૂટવા ભેગા થતા નહોતા એમ મને પ્રતીતિ થઈ.

આમ પ્રતીક્ષા કરવામાં હું તલ્લીન બની હતી ત્યાં મારી દાસી દૂધ લઈ અંદર આવી. "ઓ બદમાસ!" મારી પૂંઠેથી ડોકિયું કરી તેણે રાડ નાંખી, "એનાથી અહીં રહેવાયું નહિ. મોટી ધર્મિષ્ઠની દીકરી!!! રસ્તે જનારના દોસ્તી કરતાં તો એને જરા ય શરમ નથી આવતી."

"ચૂપ!" મેં તેને વચમાં જ અટકાવી, "જરા જરામાં તને અવળું જ સૂઝે છે. એવું કોણ હોય કે કમનસીબ બાઈને દુઃખમાં મદદ ન કરે."

"માફ કરો. બાઈ સાહેબ!" આજે દાસી મારાથી દબાઈ જવા તૈયાર નહોતી, "મને તો એ બાઈ જરા ય દુઃખી જણાતી નથી," તે બોલી, "પેલો ગાડીવાળો મને કહેતો કે એ બાઈને તે રોજ ગાડીની સહેલ કરાવે છે. એટલા માટે તો એને નન્નુમિયાં જોડે તકરાર થઈ હતી. એને મદદ ન કરવા નન્નુમીયાંએ તેને સખત તાકીદ કરી હતી.

જવા દો ને એ બાઈની વાત. રાં...નાં કેવાં ય ચરિત્ર હશે ! નહિ તો આમ રઝળે ખરી ?"

"એમ કહે કે પેલા લોકો બદમાસ છે" તેણે ઊલટી જ વાત રજુ કરી, "આ લોકો જ એને ખરાબ કરવા માગે છે. તું વૃદ્ધ છે એટલે બહુ સમજવાનો ડોળ કરે છે. તું કેમ જ્યાં ત્યાં ગપ્પાં હાંકતી ફરે છે ? આવી વાતો મને નહિ પાલવે. સમજી."

મારો રોષ કળી જઈ દાસી એકદમ નરમ પડી ગઈ. "પણ બાઈસાહેબ ! હું કોઈની યે કુથલી કરતી નથી. એ તો હું જરા બજારમાં ગઈ હતી ત્યાં અણુ ગાડીવાળાએ મને એ વાતો કહેલી. મને તો એની દયા આવી એટલે મેં એને ચેતવી પણ એ મારો બોલ સમજી જ નહિ, માનશો ? બાઈસાહેબ ! ફરવા જવાની વાતનો તો એણે સાફ ઈન્કાર જ કર્યો, હલકા લોકોની વાત જ જવા દો ને. કેટલાં ય બૈરાં એમ ને એમ ભોળપણમાં ફસાઈ ગયાં. આવી ગામડિયણનું કેટલું ગજું ? એને જાત સાચવવાની શી ગમ ?"

"ચાલ ચાલ હવે." મેં દાસીને દૂર કરી, "તારી કુથલીઓ સાંભળી મારૂં મગજ પણ પાકી ગયું."

તે સાંજે પેલા વડ નીચે ઘણાં માણસો ભેગાં થયેલાં જણાયાં. સાત આઠ મવાલીઓ ત્યાં ટોળે મળ્યા હતા. એવા લોકો ત્યાં આવેલા મેં કદીએ દીઠા નહોતા. તેઓ મજૂર જેવા જણાતા હતા. બધા જોરથી ઘાંટા પાડતા ને કોલાહલ મચાવતા. હવે મને પણ એ બાઈ પર ચીઢ ચઢી. મારી ઓરડીમાં રહેવા આવી નહિ એ ઠીક જ થયું. એના તરફ નજર કરવામાં ય મને હીણપત લાગી. અત્યારે તો અનેક માણસોએ એને ઘેરી લીધેલી હોવાથી તે નજરે પણ પડતી નહોતી.

બીજે દિવસે મવાલીઓનો સમૂહ વધેલો જણાયો. હવે તો

તકરારો ને ધૂમાધૂમ થતી સંભળાતી. છતાંય પેલી બાઈ તો નિરાંતજીવે પોતાનું નિત્યકર્મ કરી રહી હતી. અબુ શેખે ઊભી કરેલી છત્રીથી એનો આડંબર વધ્યો હતો. નજુમીયાંએ એને એક પાટલો આણી આપ્યો હતો. બુઢ્ઢા રહેમાને પાણી આપી હતી. પરંતુ એની શાંતિ હરાઈ ગયેલી સાફ જણાતી હતી. પોતાના કામકાજમાં પણ હવે એને બરાબર રસ પડતો હોય તેમ લાગતું નહિ. આજુબાજુના અજાણ્યા માણસોએ એવું તો તોફાન જગાવ્યું હતું કે ભલભલાની શાંતિ ઊડી જાય.

તે દિવસે સંધ્યાકાળ થતાં એ બાઈ મારી પાસે આવી. પેલા લોકો હજી પણ વડ નીચે બેઠેલા જ હતા.

"પેલી બાઈ આપને મળવા માગે છે." મારી દાસીએ અંદર આવી મને વધાઈ ખાધી.

મને એના પર ખૂબ જ રોષ ચઢયો હતો છતાંય મનની રીસ મનમાં જ શમાવી હું દાદર આગળ ગઈ. કેમ આવવું પડયું?" મેં બેપરવાઈથી જ પૂછયું. એણે બે હાથ જોડી મને વંદન કર્યું, "આજની રાત મને તમારી ઓરડીમાં પડી રહેવા દેશો?" આજીજીભરી વાણીમાં એણે મને વિનવણી કરી "જરા પેલી સાંકળ મજબૂત કરાવી આપજો એટલે ચાલશે."

"મેં કહ્યું ત્યારે તો તારા હિસાબમાં નહોતું" પાછલી વાતો સંભાળી મેં રીસ કાઢવા માંડી, "હવે તો તને થોકબંધ દોસ્તદારો મળ્યા છે. હવે તને મારી શી ગરજ છે?"

એણે બિલકુલ ઉત્તર દીધો નહિ. દયા યાચતી તે મુંગે મોઢે ઊભી રહી, "ઠીક." એને મુગી ઊભેલી જોઈ મારૂં દિલ પીગળ્યું, "એ ઓરડીમાં રહેવું હોય તો મારી ના નથી." એમ કહી હું અંદર પાછી વળી. પેલા લોકો એની વાટ જોઈ બેસી રહ્યા હતા. મોડી રાત સુધી એ લોકો ત્યાંથી ખસ્યા જ નહિ.

બીજે પ્રભાતે હું જરા વહેલી ઊઠી. ઘણા દિવસની હેલી પછી આજે પહેલી જ વાર ઉઘાડ નીકળ્યો હતો. નિર્મલ નીલાંબરમાં ઉષા વિવિધરંગે રેલાઈ રહી હતી. સમુદ્રફીણ જેવાં શ્વેત વાદળો આમ તેમ દોડી રહ્યાં હતાં. બે ગામડિયણો લાલ છાયલ વીંટી પેલા વડ નીચે બેઠી હતી. એમની ટોપલીઓ ફળફળાદિથી ભરપૂર હતી. પેલી અજાણી બાઈ પોતાના સ્થાનકથી એકાએક અલોપ થઈ ગઈ હતી. માગણી કર્યા છતાં એ રાત્રે અમારી ઓરડીમાં સૂવા આવી નહોતી. સવારે એની ચીજો પણ વડ નીચે નહોતી. માત્ર ઈંટોના કકડા ને ઘડાના ટુકડા ત્યાં વેરાયલા પડ્યા હતા. વરસાદ ને તોફાનમાં એ જંપતી નહિ તો આવા સુંદર સવારે એ પડી રહે ખરી? જરૂર એ બીજે ક્યાંય ચાલી ગઈ હશે.

સૂર્ય ઊંચે ચઢતો જ ગયો છતાં ય પેલી બાઈનું નામનિશાન નજરે ચઢ્યું નહિ. મારી દાસી એની દીકરીને જોવા ગઈ હતી એટલે મને એની ખબર આપી શકે એવું પણ કોઈ નહોતું.

સાંજે દાસી આવી એવી સીધી મારા ખંડમાં જ ધુસી આવી, "સાંભળ્યું ને? બાઈ સાહેબ!" કોઈ ગઢ જીત્યો હોય એમ એણે વાત છેડી, "હું કહેતી હતી એમ જ થયું."

"પણ છે શું?" મારી આતુરતાનો પણ પાર રહ્યો નહિ.

"પેલી બાઈને જેલમાં પૂરવામાં આવી છે." દાસી હાંફતી હાંફતી બોલી, "છગનની દુકાનમાંથી એ કેટલીક ચીજો ચોરી લાવી હતી. નનુમીયાં એને પોતાની પડાળીમાં પડી રહેવા દેતા એટલે એણે એમનું કશું જ બગાડ્યું નહિ પણ છગનની ચીજો ચોરી. એક આખો કોથળો તે ઉઠાવી લાવી હતી. જુઓ તો ખરાં, બાઈ સાહેબ! છગનની વહુ સાથે બેનપણાં છે એમ તે કહેતી હતી. છગન તો એવો છેડાઈ પડ્યો છે કે એને વર્ષોની સજા ખવરાવવા તૈયાર થઈ ગયો

છે. નન્નુમીયાં અને એના મુસલમાન મિત્રો એ બાઈને છોડાવી લાવવા પ્રયત્ન કરે છે. ગરીબાઈને લીધે જ એણે એમ કર્યું હશે એવું કારણ તેઓ રજુ કરવા માગે છે. પણ છગન એમ જતું કરે તેમ નથી. કેવી દુષ્ટ બાઈ? બેનપણાં બાંધી બેનનું જ ઘર લુંટયું."

દાસીનો એકે શબ્દ પણ માનવા મારૂં મન તૈયાર નહોતું. એ અજાણી બાઈએ અત્યાર સુધી એવું તો સુંદર જીવન ગાળ્યું હતું કે એ ચોરી કરે એ વાત બિલકુલ જ અસંભવિત હતી. કદાચ પેલા હરામખોરોએ એને માથે ખોટું આળ ઓઢાડયું હશે. એમાં પણ એમનો કોઈ નીચ હેતુ હશે જ. તેથી જ આટલા દિવસથી તેઓ એની પાછળ પડ્યા હતા.

થોડાક દિવસ પછી એ બાઈનો કોર્ટમાં કેસ ચાલ્યો. નન્નુમીયાં અને એના મિત્રોએ એનો બચાવ કર્યો. એમણે છગનને પોતાનો કરી લીધો હતો. પરંતુ પેલી બાઈએ જેલમાંથી બહાર આવવા જ ના પાડી. જેલમાં જવા માટે જ એણે છગનની ચીજો ચોરી હતી એમ તેણે ભરી કોર્ટમાં જાહેર કર્યું. એને છોડી મૂકવામાં આવે તો એને બીજે જવાનું સ્થાન જ નથી. એનો પતિ એને ઘરમાં પેસવા દે એવી હવે એને આશા રહી જ નથી. વળી એના શુભેચ્છકોની માગણીનો પણ તે અમલ કરી શકે તેમ નહોતું. એ નન્નુમીયાંને ત્યાંથી પણ ચોરી કરી શકત પણ નન્નુમીયાં એના વિરુદ્ધ પગલું ભરત નહિ. તેથી જ એણે છગનને ત્યાંથી જાણી જોઈને જ ચોરી કરી હતી.

"મને આ લોકોના હાથમાં ન મૂકશો." તે દયાની માગણી કરતાં કોર્ટ રૂબરૂ રડી પડી હતી.

હજી પણ એ બાઈ જેલમાં જ છે. એના શુભેચ્છકોની ધરપકડના ભણકારા સંભળાય છે.

ગલીને ખૂણે ખૂબ કોલાહલ મચી રહ્યો. એક ભાડૂતી ગાડી ત્યાં આવી ઊભી. વૃદ્ધ દેખાતો એક પુરુષ નીચે ઉતર્યો. બાલકોની હારમાળા ને ગાડીનો સરસામાન ભલભલાનું ધ્યાન ખેંચતો. ભાંગેલા ખાટલા, પતરાની ટ્રંકો, ઘોડીઓ, ફાનસો, જૂનાં ગોદડાં, ખાલી શીશીઓ ને લાદેલા કંડીઆ જોનારને કુતૂહલ ઉપજાવતાં. છોકરાંઓ સામાન ઉતારવા મંડી પડયાં. ગાડીવાન મોટા દાગીના નીચે ખડકવામાં ગૂંથાયો. ગલીમાં જવાનો આખો ય માર્ગ પૂરાઈ ગયો.

પછી તે વૃદ્ધ ને ગાડીવાન વચ્ચે ભાડાની રકઝક ચાલી. ધીમે ધીમે એમના સાદ ઘેરા થતા ગયા. બન્નેના મીજાજની કમાન છટકતી જણાઈ. એના બાપદાદાઓએ 'પણ આટલી સવારી ને આટલું ભારખાનું છ આનામાં ઘસડયું નહિ હોય એમ પૂરવાર કરવા ગાડીવાન મથી રહ્યો હતો. છ આના તો પગની જૂતી બરાબર છેઃ એમ કહી ગાડીવાન એથી અભડાઈ જતો જણાતો. પરંતુ પેલો વૃદ્ધ તો એનાં વચનથી સંતોષ માની, આસ્તેથી છ આના ખીસ્સામાં પાછા સેરવી ગલી તરફ વળ્યો. બીજે દિવસે એ નાણાં શાકભાજી લાવવા ચાલશે એમ તે વિચારી રહ્યો હતો.

પરંતુ ગાડીવાનનો ત્યાગ ઝાઝું ટક્યો નહિ. પેલો વૃદ્ધ એક મકાનમાં પેસવા જતો હતો ત્યાં તે ખમીસની બાંયો ચઢાવી ધસી આવ્યો. મારવાની ધમકી આપતો બરાડવા લાગ્યો. છોકરાં ચીસ પાડી ઊઠયાં. દશ અગિયારેક વર્ષની

એક કન્યા એક હાથમાં નાનું બાલક ઉપાડી ને બીજા હાથમાં હાથફાનસ પકડી અત્યાર સુધી મુગી મુગી બધો રંગ જોઈ રહી હતી. મામલો વિફરતો જોઈ એણે ફાનસો પડતાં મૂક્યાં "કોઈ આવો રે આવો." તેણે જોરથી બૂમો પાડવા માંડી, "આ ગાડીવાળો મારા બાપને મારી નાંખે છે–અરે રે! અમારૂં શું થશે?"

પાસેના મકાન આગળ કેટલાક યુવાનો ટોળે મળ્યા હતા. એકના હાથમાં વર્તમાનપત્ર હતું: બીજા એના લખાણ પર ચર્ચા ચલાવી રહ્યા હતા. આખા દેશના પ્રશ્નોના નિકાલ કરવાનો ભાર તેમને જ શીર હોય એમ જણાતું. એવામાં પેલી બાલાની ચીસ તેમને કાને પડી. બીજી જ ક્ષણે તે બાલા તેમના તરફ ધસી આવી. એકાદ યુવાનનો હાથ પકડી ખેંચવા લાગી "ચાલો, ચાલો. જલ્દી કરો. પેલો ગાડીવાળો મારા બાપને મારી નાંખે છે."

ધોળે દિવસે ખૂન! આખું ટોળું સ્તબ્ધ બની ગયું. પરંતુ પેલી બાલાએ જેનો હાથ પકડયો હતો તે યુવાન એકદમ ઊઠયો. તેની સાથે ચાલવા લાગ્યો. આખી યે ટોળી તેમની પૂંઠે ચાલી. એમને નજીક આવતા જોઈ પેલા ગાડીવાળાનું દુઃખ ઉભરાઈ આવ્યું. પરંતુ આઠ આના જેવી નજીવી રકમ એ બધું ધાંધલ મચાવી રહી હતી એવું સમજતાં જ પેલી બાલાના યુવાન સાથીદારે લાંબો વિચાર કર્યા વિના જ પોતાના ગજવામાંથી અર્ધો રૂપિયો કાઢી પેલા ગાડીવાન તરફ ફેંકયો. એ કરુણ પ્રહસનનો એમ પલકમાં જ અંત આવ્યો.

પરંતુ થોડી વારમાં જ મંજુલાલને પોતાના એ કૃત્યની શરમ આવવા લાગી. એણે વિચાર કરવાની તસ્દી લીધા વિના જ પેલા ગાડીવાનને અર્ધો રૂપિયો આપી દીધો હતો. પરંતુ એથી તો પેલા વૃદ્ધ પુરુષને કેવું લાગશે એ તેણે વિચાર્યું

નહોતું. વૃદ્ધજનની માફી માગવાનો એને વિચાર આવ્યો ત્યાં તો તેનાં વચને તે આભો જ બની ગયો. "એ ઠીક ન થયું. તમે નાહક પૈસા ગુમાવી બેઠા. એનું ભાડું તો મેં ક્યારનું ય ચૂકવી આપ્યું હતું. ફરી આઠ આના પડાવી એણે આપને છેતર્યા. તમારા ભોળપણનો એ હરામખોરે ખોટો લાભ ઊઠાવ્યો."

મંજુલાલ ખેપરવા જણાયો. વૃદ્ધ પુરુષને પણ એની સાથે વાતચીત કરવાની ફુરસદ હોય તેમ જણાયું નહિ. નવા ભાડે રાખેલા મકાનનો કબજો લેવા તે આગળ વધ્યો. એની બાજુમાં જ મંજુલાલનો પણ મુકામ હતો. પેલી બાલાએ હવે પોતાનાં આંસુ લુછી નાંખ્યાં હતાં. ફાનસ ઉપાડી પસાર થતાં એના વદન પર મૃદુલ સ્મિત ફરકી રહ્યું હતું.

મંજુલાલને બાજુમાં જ ઊભેલો જોઈ પેલી બાલાથી બોલ્યા વિના ન રહેવાયું. "પિતાજીનાં વચનો ન માનશો." તેણે ખુલાસો કરવા પ્રયત્ન કર્યો. "એમણે તો ખાલી ગપાટો જ માર્યો હતો. પેલા ગાડીવાળાને એમણે એક પાઈ પણ આપી નથી."

વડીલો વિરુદ્ધ બાલકો બોલે એ પ્રસંગથી મંજુલાલ ટેવાયલો નહોતો. એને પ્રસંગની વિચિત્રતા સાલી. છતાં બાલાનું વેણ અસત્ય ન જણાયું. પેલા વૃદ્ધે એના આઠ આના પાછા વાળવા જરા પણ તસ્દી લીધી નહિ. પેલા નવા રાખેલા ખંડમાં પોતાની ચીજો ગોઠવવામાં તે તદ્દન મશગુલ બની ગયો હતો.

પરંતુ પેલી બાલિકા મંજુલાલ સાથે વધારે પરિચિત થવા મથી રહી હતી એમ તેને લાગ્યા વિના રહ્યું નહિ. એટલે તે પણ તેને વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યો. એ બાલા તેને ઘણી જ અનુકૂળ જણાઈ. તેનો બાંધો ઘણો જ નાજુક હતો. એના વાળ સફાઈથી કાપેલા હતા. છોકરાની પેઠે એણે

પણ ચડ્ડી ને પહેરણ પહેર્યાં હતાં. એના અંગ પર એક પણ અલંકાર ન હતો. એનાં નયન વિશાળ ને જ્યોતિર્મય હતાં. ભયની આછામાં આછી રેખા પણ હવે તેમાંથી અદશ્ય થઈ ગઈ હતી. એનું વદન ગંભીર જણાતું. એનું શરીર એકવડું હોવાથી તે ભાગ્યે જ આઠ વર્ષની લાગતી.

" તારૂં નામ શું ? " મંજુલાલે પૂછયું.

મંજુલાલનો પ્રશ્ન સાંભળી તે બાલિકા હસી જ પડી. એના વિચિત્ર હાસ્યે મંજુલાલ પર અજબ અસર કરી. એના બાલિશ દેખાવ કરતાં તે જુદા જ પ્રકારની ભાસી.

" આટલું બધું હસે છે કેમ ?" મંજુલાલે કુતૂહલથી પ્રશ્ન કર્યો. પરંતુ પેલી બાલાએ તો ઉત્તર દીધા વિના હસ્યા જ કર્યું. થોડીક પળ વીત્યા બાદ એને જવાબ દેવાનું સુઝયું. " તમે મારૂં નામ પણ જાણતા નથી ?" ફરી પાછું પેલું હાસ્ય ગાજી રહ્યું. એ તો પોતાને જગવિખ્યાત વ્યક્તિ માની રહી હશે.

" પણ તું તારૂં નામ કેમ કહેતી નથી ?" મંજુ જરા મુંઝાયો. ગંભીર બનવાનો અથાગ પ્રયત્ન કરવા એ બાલાએ પોતાના વદનને નાજુક હથેલીમાં છૂપાવી દીધું. " મધુ ! " એણે મંજુલાલનું વદન દબાવી દીધું, " હવે તમે ન હસશો હોં ! " દબાયલા હર્ષથી એનાં નયન ચમકી રહ્યાં.

એના હાથમાં જે બાલક હતું તે અત્યાર સુધી સામાનના ઢગલા પર બેઠું બેઠું બેધ્યાનપણે પોતાનો અંગુઠો ચૂસી રહ્યું હતું. બીજાં મોટાં બાળકો પોતપોતાને ફાવે તે ચીજ પેલા ખંડમાં ઘસડી જતાં હતાં. એવામાં એમની નજર મધુ તરફ પડી. એને વાતે ચઢેલી જોઈ બધાં ય પોતાનું કામ પડતું મૂકી એને વીંટાઈ વળ્યાં. " બાબુ ! મધુ ! " એવામાં અંદરથી ગર્જના સંભળાઈ, " કલુ ! બચુ !— "

છોકરાં તુરત જ અંદર દોડ્યાં, "આવ્યાં, બાપાજી!" મધુએ બધાંની વતી ઉત્તર દીધો. જવાની તૈયારીમાં તેણે નાના બચુને ઉચકી લીધો પરંતુ એક તસુ પણ ત્યાંથી ખસી નહિ. એની વાત હજી પૂરી થઈ નહોતી, "મારું નામ તો તમે જાણી લીધું" તે બોલી, "પણ તમારું નામ તમે મને કેમ કહેતા નથી?"

"મારું નામ પણ એવું જ છે." મંજુલાલ હસીને બોલ્યો, "મંજુ"—

"કેવું સરસ!" મધુ ગંભીર બનતી જણાઈ "તમારું નામ મંજુલાલ હશે નહિ? મારું નામ એટલું મોટું નથી."

"મધુ!" અંદરથી અવાજ આવ્યો, "હવે દેવતા પાડીશ? મને ભૂખ લાગી છે."

હવે મધુને ગયા સિવાય છૂટકો નહોતો, "કલુને તાવ આવે છે." તેણે ખુલાસો કરવા માંડ્યો, "એને માટે થોડી કાંજી બનાવવાની છે. તમારું ઘર ક્યાં આવ્યું? પેલું ને? હું બપોરે આવીશ હોં!" એમ બોલતી બોલતી તે વિદાય થઈ.

મંજુ શ્રીમંતનો પુત્ર હતો. અભ્યાસ માટે તે અમદાવાદ આવ્યો હતો. એની રીતભાત જરા મૌલિક હતી. સામાન્ય રીતે તે એકલા રહેવાનું જ પસંદ કરતો. એને જ્યાં ત્યાં ઘુસતાં આવડતું નહિ. ગપ્પાં મારવાનું તેને બિલકુલ પસંદ નહોતું. પરંતુ ચર્ચા કરવાનો એને ભારે શોખ હતો. સામાજિક કે રાજકીય પ્રશ્ન છેડવામાં આવે તો એ ભલભલા વક્તાઓને પાણી ભરાવતો. પરંતુ એના પરિચયમાં આવનાર કોઈ એને અંગત વાત પૂછતું તો એના ભોગ જ મળતા. તુરત જ એ શરમાઈ જતો. ગમે તે બહાનું બતાવી ત્યાંથી છટકી જતો.

એટલે એને એક પણ અંગત મિત્ર હતો નહિ. એના સહાધ્યાયીઓને તે અતડો લાગતો. વાતો કરતાં કરતાં અચાનક

ચશ્માં ઉતારી ધોતિયાથી સાફ કરતો કરતો તે અધવચ્ચે વિદાય થઈ જતો. બાલકો એને વિચિત્ર પ્રાણી સમજતાં ને એનાથી દૂર ભાગતાં. કુમારિકાઓનો તો એ પડછાયો પણ ઝીલતો નહિ. એટલે મહિલામંડળમાં ભળવાની તો કલ્પના જ કેમ કરાય ?

એટલે મધુએ આ વિચિત્ર શરમાળ યુવાનને કેમ પસંદ કર્યો તે કોઈ સમજી શક્યું નહિ. પરંતુ મંજુલાલને તો એથી અનેરો ઉલ્લાસ અનુભવાયો. પોતાની ને સમાજની વચ્ચે તેણે આજ સુધી એક કાલ્પનિક દુર્ગ ઊભો કરી મૂક્યો હતો. મધુની સ્વાભાવિકતાએ એને પલકમાં જ ભેદી નાંખ્યો. મંજુલાલ મનુષ્યસહવાસ માટે તલસી રહ્યો હતો. એ વાત આજના ટુંકા અનુભવે એને પરખાઈ. આજ સુધી એણે એવો તલસાટ કદીએ સ્વીકાર્યો નહોતો. સરખે સરખા જોડે એ અનેકવાર વિવિધ કૂટ પ્રશ્નોની ચર્ચામાં ઉતરતો; પરંતુ એથી એને કદાપિ સંતોષ થતો નહિ.

મધુને મૈત્રી સાધવામાં કોઈની પણ સહાયની જરૂર પડતી નહિ. દરેક જણ સાથે એ જાતે જ હળી જતી. તેણે જાતે જ મંજુલાલનું મકાન શોધી કાઢ્યું. એમાં તે સ્વેચ્છાએ વિહરવા લાગી. વાતો કરતાં એ કદીએ થાકતી નહિ. કોઈ વાર મંજુલાલ અર્થશાસ્ત્રનાં ચિંતવનમાં ડુબ્યો હોય એ વેળા મધુ ત્યાં ફૂટી નીકળતી. કોઈ વાર સાથે બચુને ઊંચકી આણી એની શાંતિ ઉરાડી મૂકતી. "જુઓ ને ! મંજુભાઈ ! આ બચુ કેવો ખરાબ છોકરો છે ? એક પૈસાના ફાફડા ખૂબ આવે પણ જલેબી તો એક જ મળે ને ? એને તો એક પૈસામાં ખોબો ભરી જલેબી જોઈએ છે. કેવો જડ છે ?" બીજી જ ક્ષણે ગૃહિણીનો ગંભીર સ્વાંગ ત્યજી દઈ તે મંજુલાલની બધી ચોપડીઓ ફેંદી નાંખતી. "આ થોથાંને ફેંકી દો ને બહાર.

લખેશરી થયા છો તો ય વાંચ વાંચ શું કામ કરો છો ?" તે સીધો સવાલ કરતી.

"કોણે કહ્યું કે હું લખેશરી છું ?" મંજુલાલ વાત ઉડાવતો.

"એમ જાણો છો કે મને કશી ખબર નથી ?" મધુ બડાઈ હાંકતી. "તમે ગરીબ છો ખરું ને ? તમને પચાસ રુપરડી જ મળતી હશે-નહિ ? તેથી આટલી બધી ખુરસીઓ રાખી હશે ? તેથી જ આવા સુંદર પ્યાલામાં ચહા પીતા હશો ? તેથી કાંડે ઘડીઆળ વીંટતા હશો ? મારા બાપા તો કોઈ દિવસ આટલો રોફ નથી મારતા. મારા ભાઈ પાસે પણ આમાંનું કશું નથી. એથી જ સાબીત થાય છે કે તમને પચાસ રૂપિયા પગાર નથી મળતો. કેમ ! ખરી વાત ને ?"

મધુને મન મંજુ આદર્શ પુરુષ હતો. લક્ષ્મી, જ્ઞાન, સૌંદર્ય માટે એની બેનપણી થવામાં મધુ ગૌરવ માનતી. બીજાં બાલકો પણ એ બ્હેનપણાંને લીધે એના તરફ માનની નજરે જોતાં. એના ભાઈઓ પણ એનાથી , દબાતા.

મધુની માતાને વિદેહ થયાં છ મહિના થયા હતા. પાછળ સાત બાળકો રઝળતાં મૂકી ગઈ એટલે મધુને અકાળે ગૃહિણી બનવું પડ્યું હતું. એના પિતાને માત્ર પચાસ રૂપિયા જ પગાર મળતો. પંદર વીસ રૂપિયા તે આડકતરી રીતે ઊપજાવી લેતો છતાં ય એના બહોળા વસ્તારને પાલવતાં ભીડ વેઠવી પડતી. એટલે મધુને મદદ કરનાર કોઈ નહોતું.

મધુના નાનકડા જીવનમાં પણ ઓછી પીડાઓ નહોતી. પરોઢ થયું પણ ન હોય કે બચુએ રાગડો તાણ્યો જ હોય. બાબુ એના વાળ પકડી ખેંચવા લાગતો. "ઊઠ ને મધુડી ? ખાવાનું મોડું થશે." "બધું ય પછી." કલુ કકળી ઊઠતી, "મને કાંજી બનાવી આપ ને." કીકી એનો પગ પકડી ખેંચતી. મોટા માધુ તો એનાં રમકડાં ને પૈસા તફડાવી રવાના

થઈ જતો. બીચારી મધુ ! પથારીમાં થોડી વાર વધારે પડી રહેવા એને ઘણું ય મન થતું, પરંતુ બીજા બાલકો ભેગી એક જ પથારીમાં તેને સૂવું પડતું એટલે તેમના ત્રાસમાંથી તે છટકી જ શકતી નહિ. પરાણે વહેલાં ઊઠીને પણ એને કામ કરવું જ પડતું; માધુ સાથે તો રોજ લડવું પડતું.

આટઆટલા કામમાં તે નવરી ન પડે એ સ્વાભાવિક હતું, છતાં ય લાગ મળતાં તે કેટલીક વાર અલોપ થઈ જતી. બાબુ ઘરના ખૂણેખૂણા શોધી વળતો. અંતે થાકીને તે મંજુલાલના ખંડમાં ડોકિયું કરતો. મધુબાઈ ત્યાં બેઠાં બેઠાં નીરાંતે નાનખટાઈ અડાવતાં નજરે પડતાં. બચુને તો મધુ સાથે જ લઈ જતી. કદી કદી બાબુ અંદર ઘુસી આવતો તો એને પણ ભાગ મળતો જ. પરંતુ મંજુલાલ એ બધાં ય બાલકો સાથે ભળી શકતો જ નહિ. હાથમાં ચોપડી લઈ વાંચવામાં ગૂંથાઈ ગયો હોય એવો તે ઢોંગ કરતો. એટલે બાબુને એને ત્યાં ખાસ મઝા પડતી નહિ. પોતાની ઈર્ષા ને ને ક્રોધ શમાવવા મધુને જોરજુલમથી તે બહાર ઘસડી જતો. "જો ને આજે બાપાજી પાસે તારો દમ કઢાવું નહિ તો."

માધુ તો આખો દિવસ ઘરમાં રહેતો જ નહિ. કવચિત તે ઘેર આવી ચઢતો તો મધુને દમ ભરાવવા બાબુની વહારે ધાવા ચૂકતો નહિ.

છતાં ય મધુ હિંમત હારતી નહિ. જ્યારે જ્યારે જુલમગારોના હાથથી તે છટકવા પામતી કે મંજુલાલ પાસે જઈ પહોંચતી. "આ લોકો મારો દમ કાઢી નાંખે છે." એ પોતાનું દિલ ખોલતી, "પણ ફિકર નહિ, હું માધુ જેવડી થઈશ ને, ત્યારે એ બધાં ય ની ખબર લઈ નાંખીશ. આજે મારી ચીજે એ તફડાવી જાય છે એનો વ્યાજ સાથે બદલો લઈશ. જુઓ ને મંજુભાઈ! ગઈકાલે તમે મને પૈસા આપ્યા

હતા તે માધુ તફડાવી ગયો. માધુ બહુ જ ખરાબ છોકરો છે હોં."

મંજુલાલને મધુ માટે કુદરતી લાગણી થતી. એ દરરોજ કોઈ કોઈ ચીજ મધુને આપતો. એને મધુ એકલી જ ઉપહાર દઈ શકાય એવી વ્યક્તિ જણાતી હતી. કોઈ વાર ચિત્ર, કોઈ વાર રેશમી પટી તો કોઈ વાર પેન પેનસીલ આપતો. એની પાસે એવી કોઈ ચીજ ન હોય તો તે પૈસા પણ આપતો. બાબુ કીકી કલુ એવી સારી સારી ચીજો પડાવી લેવા મધુને છાપરે ચઢાવતાં. માધુ બળ વાપરી એવી ચીજો ઝૂંટવી લેતો. મંજુલાલ મધુને કદી પણ ખાલી હાથે પાછો વાળતો નહિ છતાં ય બીચારી મધુ કદાપિ એ ચીજો લાંબો સમય ભોગવી શકતી નહિ પડતી. બીજે જ દિવસે તેને વીલે મોઢે મંજુલાલને ફરિયાદ કરવી. "બાબુને પેલું ચિત્ર ખૂબ જ ગમી ગયું એટલે તેણે મારી પાસેથી લઈ લીધું. કલુ બીચારી નાની છે. એને કોઈએ કશું જ આપતું નથી એટલે પેલો રંગીન ચાક મેં જ એને આપી દીધો. તમે કાલે પૈસા આપ્યા હતા ને, તે માધુ મને મારીને પડાવી ગયો." આમ મંજુલાલની અમાપ ઉદારતાનો લાભ ઉઠાવવા છતાં મધુ તો હતી તેવી જ રહેતી.

પરંતુ મધુનું દિલ પ્રેમાળ હતું. એટલે મંજુલાલને પોતાના જ કરી લેવાની એને બીલકુલ આકાંક્ષા થતી નહિ. કોઈ વાર મંજુ બહાર જતો હોય ત્યારે એ પાછળથી બૂમ પાડતી, "ઓ મંજુલાલ! આ વાસંતી કહે છે કે તમે ખૂબ જ સુંદર છો: એને તમારી સાથે મૈત્રી કરવી છે."

એટલે વાસંતી એને એક ચપાટ લગાવી દેતી, "ફરી બોલી તો મારી જ નાંખીશ." પરંતુ મધુ એની ચીઢનું રહસ્ય સમજી જ શકતી નહિ.

મંજુલાલ પાછું વળી જોતો. વિધવિધ વયની કન્યાઓનાં વૃંદ પર નજર પડતાં તે ઝડપથી ગલી બહાર નીકળી જતો.

"કેવો રૂપાળો દોસ્તદાર!" પેલી બાળાઓ મધુને ચીઢવતી, "તારા સામું પણ જોવાની એને દરકાર છે?–લે, લેતી જા."

ગુસ્સાથી ગાલ ફુલાવી મધુ પોતાના ઘરમાં ઘુસી જતી. કોઇ કોઈ વાર મંજુના ખંડમાં ઘુસી એના ટેબલ પર પડેલા કાગળમાં કાંઇક ચીતરી તે પોતાના ખંડમાં આવી લપાઈ જતી.

આવે વખતે સામાન્ય રીતે માધુ કદી ઘેર રહેતો જ નહિ. ગલીને ખૂણે આવેલી હોટલ આગળ તે અવારનવાર ટહેલતો જણાતો. જે કોઈ એની નજરે પડતો એની સાથે દોસ્તી બાંધતો ને બીજાના હિસાબે ને જોખમે ચહાપાણી ને નાસ્તો ઉડાવતો. બીડીઓ પણ ફૂંકતો. એ લત્તાના ગાડીવાળા એના ગોઠિયા થઈ પડયા હતા. એમની કૃપાથી એ ઘણી યે વાર ગાડીમાં ચઢી બેસી સહેલ પણ કરી આવતો. બીજા અનેક ધંધા કરતોઃ સભ્ય વર્ગમાં એનું નામ લેતાં પણ લોકો શરમાતા.

કમનસીબે એક દિવસે એ ઘરમાં જ ભરાઇ રહ્યો. મધુ ઘરમાં પેઠી ત્યાં એને બાપાજીની પથારીમાં પડેલો દીઠો. આખા ઘરને શોભાવવા એ ગરીબ ઘરમાં એ એકલો જ શણગાર હતો "કેમ લંબાવ્યું છે?" મધુથી પૂછ્યા વિના ન રહેવાયું, "શરીર તો ઠીક છે ને?"

"કાંઈ નહિ." માધુએ બેઠો થવાનો ઢોંગ કર્યો, "એ તો સહેજ માથું દુઃખતું હતું." હવે કાંઈ નથી.

"એમ તે કાંઈ માથાં ઉતરી જતાં હશે?" મધુને એવા ભાઈ માટે પણ લાગણી થઇ જતી, "મંજુલાલ કહેતા હતા કે કોલન વૉટરનું પોતું મૂક્યા વિના માથું કદી ઉતરે જ નહિ. ઊભો રહે. એમના ખંડમાંથી હું લઈ આવું. મને જરૂર પડે એવી ચીજો લેવાની છુટ છે."

"એમ?" માધુએ પોતાનો ઢોંગ ચાલુ જ રાખ્યો, "તારા મંજુલાલ પાસે બધી જ ચીજો હોય છે?"

"હા. હા. કેમ ન હોય?" મધુએ ગૌરવથી નયન ઊંચક્યાં, "તે શ્રીમંત છે. તને એમની શી ખબર? કપડાં લત્તા ને પૈસાથી એમની પેટીએ પેટીઓ ભરેલી છે. પુસ્તકોનાં તો કબાટો ખડક્યાં છે. એમના ખંડમાં દીવા પણ કેવા સુંદર છે? પંખો પણ છે. એવું તો તેં તારી જિંદગીમાં ય નહિ જોયું હોય."

માધુની આંખો લોભથી ભયંકર બની, "મને એ બધું બતાવીશ?" તે બોલ્યો.

"ના. બા." મધુ જરા ચમકી, "તારા જેવાને હું ત્યાં ક્યાં લઈ જાઉં? તને અંગ્રેજી નથી આવડતું. તું કોલેજમાં પણ જતો નથી. તું ઉઘાડે પગે જ્યાં હોય ત્યાં રઝળે છે. તને એમની પાસે લઈ જતાં મને તો શરમ આવે. બા!"

"ઓહો!" મધુ સામે ઘુરકિયું કરતા માધુનો વિકરાળ ચહેરો વધુ ભયંકર બન્યો, "મોટી શેઠાણી પેઠે વાતો જો ને કરે છે? તું બહુ અંગ્રેજી જાણતી હોઈશ ને? તારાં લુગડાં ય ક્યાં ફેશનેબલ છે? તારૂં વાંદરી જેવું મોં બતાવતાં તું કેમ શરમાતી નથી?"

"અમારે તો બહેનપણાં છે. એ તો મારા મંજુભાઈ છે."

"ઠીક હવે." મધુના શબ્દોનું રહસ્ય માધુને સમજાયું હોય એવો તેણે ડોળ કર્યો. "ચાલ. આપણે એમના ખંડમાં જઈએ. અત્યારે તો એ નથી ને? એમનો ખંડ જોઈ હું તુરત પાછો આવતો રહીશ. તારા મંજુભાઈને ખબર જ નહિ પડવા દઉં."

"ઠીક ત્યારે" જરા ગુમાનમાં મધુએ હકાર ભણ્યો. "હું એમના નોકરને ભલામણ કરીશ. એ તને અંદર પેસવા દેશે."

માધુએ તો એ પળે જ ત્યાં જવાનો આગ્રહ માંડ્યો. બંને જણુ મંજુલાલના ખંડમાં પેઠાં. "ક્યાં જાઓ છો?"

મંજુલાલના માણસે એમને ટોકયાં, " મધુ બેન ! ભાઈ અંદર નથી. "

" બહુ સારૂ હવે. " મધુએ રોફમાં જ તેને ઉધડો લીધો. " તને કોણ ડહાપણ કરવાનું કહે છે ? અમે અંદર જઈએ છીએ. અમારે કામ છે. "

નોકર હસીને પોતાને માર્ગે પડયો.

બંને મંજુલાલના ખંડમાં પેઠાં. " આ એમનો વાંચવાનો ખંડ. " મધુએ ઘણા જ ગૌરવથી બધી ચીજો માધુને બતાવવા માંડી, " પરીક્ષા માટે તે અંગ્રેજી પુસ્તકો વાંચે છે. આ લાલ ભુરી પેનસીલથી અઘરૂં હોય ત્યાં નિશાન કરવાનાં. વર્ગમાં શિક્ષક શીખવાડે તે આ ચોપડીમાં નોંધી લેવાનું. કોલેજમાં આટલું બધું શીખવાનું હોય છે. આ મોટાં મોટાં થોથાં એક દિવસમાં જ વાંચી નાંખવાનાં. "

" આ એમનો જમવાનો ખંડ. હાથ મોં ધોવાની પણ જુદી ગોઠવણ છે' ગમે ત્યાં પાણી નહિ ઢોળવાનું. વળી આ ફુલદાની જોઈ ? એ રૂપાની છે. કેવી સુંદર દેખાય છે ? પેલી ઘડિયાળમાં સરસ વાજું વાગે છે. "

માધુ એની વાતો સાંભળતો હતો કે નહિ તેનું મધુને ભાન નહોતું. એનાં વચનો સમજવાની માધુને તો પરવા પણ નહોતી. પરંતુ મધુ તો પોતાની ધુનમાં બોલ્યે જ જતી. મંજુલાલની શ્રીમંતાઇ પર તે ગાંડી બની હતી, " આ શું ? પેલું શું કામ આવે ? " એમ માધુ વચ્ચે વચ્ચે પૂછતો તેથી મધુના ઉત્સાહનો પાર રહેતો નહિ.

મંજુલાલ ઘેર આવ્યો ત્યારે એ ભાઇબેન કયારનાં ય રવાના થઈ ગયાં હતાં. મંજુલાલ પોતાના વાંચવાના ખંડમાં આવ્યો. તેના ટેબલ પર એક ચીઠ્ઠી પડેલી હતી. મધુના અક્ષર તેણે એકદમ ઓળખી કાઢયા. " મંજુભાઈ બહુ જ ખરાબ

છે. એ મારી વાત સાંભળતા જ નથી." તેણે લખ્યું હતું, "હવે હું તેમની સાથે બોલવાની જ નથી."

મંજુલાલ એ ચીઠ્ઠી વાંચી હસ્યો. સવારે બહાર જતાં જતાં તે બોલ્યો નહોતો તેથી મધુને ખોટું લાગ્યું હશે એમ તેણે ધારી લીધું. એ વેળા ઘણું મોડું થઈ ગયું હતું એટલે મધુને મનાવવા જવાનું તેણે માંડી વાળ્યું. વળી મધુને ઘેર જવાની એને ટેવ નહોતી. એટલે વાળુ કરી તે સૂઈ જ ગયો.

બીજે સવારે નોકરે બજારમાં જતાં પૈસા માગ્યા. રોજ પૈસા મૂકતો એ ખાનું મંજુલાલે ઉઘાડયું. પરંતુ અંદર તો માત્ર થોડું પરચુરણ જ પડયું હતું. નોટોનું પાકીટ ગુમ થયું હતું.

તે દિઙ્મૂઢ બની ગયો. હંમેશાં તે ઉઘાડા ખાનામાં જ પૈસા રાખી મૂકતો. એનાં કાગળિયાં ને બીજાં ઓચરિયાં પણ તે ખાનામાં જ પડી રહેતા. આજ સુધી એણે કશું પણ ખોયું નહોતું. એટલા બધા રૂપિયા એણે બીજે મૂકયા હોય ને એને ખબર ન હોય એવું બનવાનો સંભવ જ નહોતો. એણે નોકરને હાંક મારી, "હરામખોર ! ચોરી કરતાં શીખ્યો કે ?" તેણે નોકરને ઊધડો લીધો, "આ ખાનામાંથી પૈસા કયાં ગયા ?"

નોકર તો બીચારો અણધાર્યા ધડાકાથી આભો જ બની ગયો. "શેઠ સાહેબ ! કંઈક ભૂલ થાય છે. મેં એક પાઈ પણ લીધી નથી."

"તેં પૈસા નથી લીધા તો તે ખાનામાંથી અલોપ થઈ ગયા શી રીતે?" મંજુલાલે વધારે ચોકસાઈ કરવા માંડી.

"મને શું ખબર ? સાહેબ ! બપોરે મધુબેન આવ્યાં હતાં" નોકર ગળગળો થઈ ગયો, "એની સાથે એનો ભાઈ પણ આવ્યો હતો. આપ નહોતા એટલે એણે કદાચ હાથ માર્યો હોય તો ?"

મંજુ ઘડીક વિચારમાં પડી ગયો. લાંબો વિચાર કર્યા વિના એણે નોકરને તો રજા જ આપી દીધી.

એવામાં કોલસાવાળા હાથ સાથે મધુએ અંદર ડોકિયું કર્યું. એને શું કહેવું તે મંજુને સમજ પડી નહિ. પલકમાં મધુ પણ અલોપ થઈ ગઈ. બીજી જ ક્ષણે મંજુએ મધુને બચુને ધમધમાવતી સાંભળી. "આવો લાલચુડો ક્યાંથી ? રોજ રોજ મીઠાઇ ખાવા જોઈએ છે. હવે હું મંજુભાઈને ત્યાં જવાની જ નથી ને એમની સાથે બોલવાની પણ નથી."

પરંતુ એ વચનો મંજુને સંભળાવવા પૂરતાં જ હતાં. મંજુથી પણ એ સાંભળી મનમાં હસ્યા વિના રહેવાયું નહિ. શંકાની શામળી છાયા એના દિલને ઘેરી વળી હતી, છતાં એણે મધુને બૂમ પાડી "મધુ ! ઓ મધુ ! આમ આવ. મારે તને કંઈક કહેવું છે."

વાંકડિયા વાળવાળું કુમળું મસ્તક ધુણાવી મધુએ ના પાડી, "ના જી; આપની વાત સાંભળવા મને જરીકે ફુરસદ નથી. આ ભૂખ્ડી બારસો માટે હજી તો મારે રાંધવું છે."

"હવે પછી રાંધજે ને" મંજુ અધીરો બન્યો, "મારે એક ખાસ અગત્યની વાત કહેવાની છે."

એનો ગંભીર સ્વર સાંભળી મધુ તુરત જ અંદર આવી. મંજુ એને જોઈ જરા સંકોચાયો, "મધુ ! કાલે તારી સાથે કોણ આવ્યું હતું ?"

મધુ ચમકી. પોતાનું નામ દેવા માધુએ સાફ ના પાડી હતી. એ નઠોર છોકરાને પોતે સાથે લાવી હતી એ વાત કબુલ કરવાને પણ તે રાજી નહોતી. એટલે તે જુઠું બોલી. "મારી સાથે તો કોઈ નહોતું. એમ કેમ પૂછવું પડ્યું ? તમે નથી હોતા ત્યારે હું કોઈને ય અંદર પેસવા નથી દેતી. તમે એમ માનો છો કે મને લખતાં આવડતું નથી. મેં જાતે લખીને જ પેલી ચીઠ્ઠી ટેબલ પર મૂકી હતી."

માધુને સાથે લાવી હતી એ વાત મધુ શા માટે છૂપાવતી હતી તે મંજુને સમજાયું નહિ. એ પણ ગુનેહગાર હશે? શંકા બીજે દોરવા એણે જુઠું કહ્યું હશે? "ચીઠ્ઠી તો તારી જ લખેલી છે. એમાં તો મને જરા ય શંકા નથી." મંજુલાલને વધારે સ્પષ્ટતા કરવી ઠીક લાગી, "પરંતુ થોડાક પૈસા ખોવાયા છે. કોઈએ ભૂલથી લીધા હોય તો એની ખાત્રી કરવા હું પૂછું છું."

"ખરી વાત?" મુંઝવણથી મધુનું મોં લાલચોળ બની ગયું, "કેવું ખરાબ?"

પછી એક ક્ષણ પણ તે ત્યાં રોકાઈ નહિ. વીજળીની ઝડપે તે પોતાને ઘેર દોડી ગઈ. મંજુ પણ આભો બની જ્યાં ઊભો હતો ત્યાં જ જડાઈ ગયો.

આખો દિવસ તે મધુને ફરી જોઈ શક્યો નહિ. એક વાર મધુને ઘેર જઈ ખબર કાઢવાનું પણ તેને મન થઈ આવ્યું. પરંતુ એનું દિલ ચાલ્યું નહિ. કોઈ દિવસ નહિ ને આજે તે જાય તો મધુ અવળું ન માને? પરંતુ એ દશામાં એક ક્ષણ પણ એને ચેન પડયું નહિ. ઘર બહાર પણ તે ઝાઝો વખત રહી શક્યો નહિ. એ ઘરમાં ન હોય ને મધુ આવે તો! આજે તો મધુને મળવા તે ખૂબ જ અધીરો બની ગયો હતો.

પરંતુ બચુ આજે એકલો જ ગલીમાં બેઠેલો જણાયો. શરીરે ધૂળ ચોળતો ને હાથ ચઢે તે મોંમાં મૂકતો. આજે એની સંભાળ લેનાર કોઈ નહોતું. કીકી ને કલુ પણ કાંઈ નેમ વિના બારીએ ઊભાં હતાં. એમના હાથમાં રોટલાના સૂકા કકડા હતા. દૂર દૂર તે અર્થવિહોણી નજર નાંખી રહ્યાં હતાં. મંજુલાલને જોતાં જ તે અંદર દોડી ગયાં એવામાં બાણુ એક ભાંગેલી શીશીમાં તેલ લઈ તેના ઘર તરફ આવતો જણાયો. પરંતુ તે પણ મંજુલાલને મળવા ન માગતો હોય તેમ મકાનમાં ઘુસી ગયો.

મંજુલાલે જેમ તેમ ખાઈ લીધું. હાથમાં પુસ્તક લઈ બેચેનીથી તે પથારીમાં પડયો. જરા ઝોકે ચઢયો એવામાં બારણું ખખડયું. તે ચમકયો. એકાએક પથારીમાં બેઠો થઈ ગયો એને મધુનો ભણકારો થયો. " મંજુભાઇ!" મધુ તેને ધીરે સાદે બોલાવી રહી હતી, " જરા બારણું ઉઘાડશો ? " એનો સ્વર કોઈ અજબ તરેહથી દબાયલો હતો. મંજુ જરા વિસ્મય પામ્યો.

" ઉઘાડ ને. મેં અંદરથી વાસ્યું નથી. " મંજુલાલે પથારીમાં પડયાં પડયાં જ ઉત્તર દીધો.

મધુ ધીમે પગલે અંદર આવી. રોજની એની ઝડપ આજે કયાં ય છૂપાઇ ગઈ હતી. એના સ્વરમાં ઉલ્લાસના પડછંદ પણ નહોતા. એનાં નયનની ચમક કયાં ય સરી ગઈ હતી. કોઈ દૈત્યે એના જીવનનો રસ લુંટી ન લીધો હોય એમ જણાતું હતું. " શું થયું છે ? " એનું વિષાદઘેર્યું વદન જોઈ મંજુલાલને ખૂબ જ દુઃખ થયું, " મધુ ! બહેન ! આજ આટલી વાર કયાં હતી ? આમ મોડી રાતે કેમ આવી. "

મધુ દોડી એની કોટે વળગી પડી. એના આલિંગનમાં છેલ્લે પાટલે બેઠેલા મનુષ્યનો નિશ્ચય હતો.

" મંજુભાઈ ! સવારે હું જુઠું બોલી હતી. મને માફ કરશો ? "

" મારા બાપાજી જુઠું બોલે છે. " તેણે ખૂલાસો કરવા માંડયો, " મારો ભાઈ પણ એવો જ છે. એટલે મને પણ થયું કે હું જરાક બોલું એમાં શું ? જુઠું બોલતાં તો બોલાઇ ગયું પણ એ ક્ષણથી મને બિલકુલ ચેન પડતું નથી. મંજુભાઈ ! ગઇ કાલે માધુ મારી સાથે તમારા ખંડમાં આવ્યો હતો. "

"ચાલ, તને ઘેર મૂકી આવું." મંજુએ તેને દિલાસો આપ્યો, 'અહીં જોશે તો એ લોકો તને ફરી મારશે."

'મંજુબાઈ! હવે મારે એ ઘરમાં પગ પણ મૂકવો નથી પાછા જવાનો વિચાર જ મને ગભરાવી મૂકે છેઃ મને તમારી પાસે નહિ રાખો?"

આમ બહાર લીલાંછમ ખેતરો વચ્ચે ખળખળ વહેતાં પાણીનાં ઝરણાંને આરે મંગળા ને મધુકર બેઠાં હતાં. સંધ્યાસમયનું સૃષ્ટિસૌંદર્ય નિહાળી મંગળાથી બોલ્યા વિના ન રહેવાયું, 'સૂર્યોદય ને સૂર્યાસ્તના મનહર પ્રસંગો મુંબાઇમાં ઘડીભર આપણે વિસારી મૂકવા પડે છે."

"ત્યાં સૂર્યનું આપણને ઘણું જ થોડું કામ પડે એટલે આપણે તેને ભૂલી જઇએ એમ બને." મધુકર હસ્યો, "ત્યાં તો ખાવાની પણ ફુરસદ મળતી નથી. દાળ ભાત ક્યાંથી આવે છે એનો પણ આપણે કદી વિચાર કરીએ છીએ ? અહીં તો આ સુવર્ણી ધાન્યનાં ખેતરો આપણને એ બધું ય યાદ કરાવે છે. પરંતુ એક વાર એ દૃષ્ટિમર્યાદામાંથી દૂર ગયાં કે આપણે પાછાં એનાં એ. ડામરના રસ્તા ને પત્થરનાં મકાનો—એ જ આપણી દુનિયાં."

એટલામાં ઉલ્લાસભેર વાતો કરતા ગામડિયાનું એક ટોળું નજરે પડ્યું. એ બધાંમાં એક છોકરી પણ હતી. એના માથા પર પોટલું હતું. એણે છાપેલી ફુલાવરનું પોલકું ને ઘેરૂં લાલ ગવન પહેર્યું હતું. એનો જાડો કેશકલાપ નાડાછડીથી સજ્જડ બાંધી લીધેલો હતો. એના કપાળમાં શીળીનાં ચાઠાં હતાં. સંસ્કાર કે કલાની દૃષ્ટિએ એને ભાગ્યે જ સુંદર કહી શકાય. છતાં ય એનું ભરાવદાર શરીર ને ખીલતું જોબન ભલભલા ઝીણા પ્રેક્ષકને ઘડીભર ભૂલાવામાં નાંખી દેતું. એનો દેખાવ બોલી ને હાવભાવ સ્વતંત્ર સરલ ને ઝમકદાર હતાં.

મંગળાને જોઈ તે તેમની નજીક આવી " બાઈ સાહેબ ! આપને કામ કરવા બાઈ રાખવી છે ? "

"વાઘ બકરીની?" બાબુએ વચમાં જ પ્રશ્ન કર્યો.

"મને શી ખબર?" માતાએ બાલકને ઉડાવ્યો, "પૂછ એને."

પહેલાં તો બાબુ જરા શરમાયો. માતાના છાયલને વીંટળાતો તે ઊભો રહ્યો. પરંતુ ચંદનને છૂપી રીતે જોવા મથતો. ચંદનને પણ એ બાલકને બોલાવવા મન થયું, "આમ આવો તો, બાબુભાઈ!" હાથ લંબાવી તે બોલી.

"મને વાતો કહેશો?"

"જરૂર"

બાબુ છલંગ મારી તેની બાથમાં લપાઇ ગયો.

ચંદનને પોતાનું કામ જરા ય કપરું લાગ્યું નહિ. પરોઢિયું પણ થયું ન હોય ત્યાં બાબુની ચીજો ગણતો ચંદનનો સ્વર સંભળાય જ. મંગળા ગમે તેટલી વહેલી ઊઠતી તો ય શયનખંડના દ્વાર આગળ ચંદન બાબુને લેવા તૈયાર જ હોય. ચંદનની ચીવટથી મધુકર, મંગળાને પણ વહેલા ઊઠવું પડતું. મધુકર ઘણું ય કચવાતો પણ મંગળાને એ ગમતું.

થોડા દિવસમાં જ બાબુ ચંદનની સાથે એવો તો હળી ગયો કે ચંદન વિના હવે તેને ચેન જ પડતું નહિ. ચંદનનો ભાવ પણ દિન પ્રતિદિન વધતો જ ગયો. ઘણીવાર તે વહાલથી બાબુને ચુમી પણ લેતી.

નાસ્તો પતાવી બાબુ ને ચંદન બાગમાં લીમડાના ચોતરા પર બેસતાં. માળી કે રસોઈઓ ફળફુલ બાબુને આપતા. ચંદન નેતરની બેઠક પર બેસતી. સૂર્યનાં કિરણો એની આંખો આંજી નાંખતાં. બાબુ પૈડાં વાળી ખુરસી પર એના સામું મોં કરી બેસતો એટલે સૂર્ય એની પૂંઠે તપતો. "બહુ ટાઢ વાય છે–નહિ? બાબુભાઈ!" ચંદન એને વાતે ચઢાવતી, "મારે કાંઈ તમારા જેવું ઓઢવાનું છે?"

" હું કાલે તારે માટે શાલ લાવીશ હો ! " બાબુનું દિલ એકદમ દયાથી પીગળી જતું " એક ગરમ કોટ પણ આણી આપવા બાપુને કહીશ. તારાં જૂનાં વસ્ત્રો તું ફેંકી દેજે, હો!"

" મારે માટે બીજું શું લાવશો ? બાબુભાઈ ! " ચંદન આગળ વધતી-

" કેમ વળી ? તને બટાકાની કાતરી આપીશ. " બાબુ કાંઈ એમ ગાંજ્યો જાય તેમ નહોતો, " નારંગી ને મીઠાઈ આપીશ. " ઉદારતાથી બાલરાજા હાંકયે રાખતા.

ચંદન હર્ષોન્મત થઈ બાલકને ગાઢ આલિંગન દેતી.

સાંજે બાબુને ખેતરોમાં ફરવા લઈ જવામાં આવતો. મંગળા બપોરે આડી થાય કે બાબુભાઈ વિદાય થઈ જ ગયા હોય. એક દિવસે બાબુ મંગળાની નજરે પડયો નહિ. એની પેટી ને ખાનાં ઉઘાડાં પડયાં હતાં. બાબુ ત્યાં નહોતો. ત્યારે એની ચીજો કોણે દેંદી હશે ? મંગળાએ માથાકુટ કરી જોઈ પણ મનમાન્યો ખુલાસો મળ્યો નહિ.

સૂર્ય આથમતો હતો. વૃક્ષો ને ક્ષેત્રો ઠંડક આપતાં. મંગળા બહાર આવી. બાજુમાં કેટલાક તંબુ તાણેલા નજરે પડયા. નટ લોકોનો મુકામ થયો હોય તેમ જણાયું. એમની સ્ત્રીઓ રાંધવા મંડી પડેલી જણાઇ. એ લોકોમાંથી કોઈ હાથ મારવા અંદર આવ્યું હશે પરંતુ પકડાઇ જવાની ધાસ્તીથી અધવચ બધું જેમનું તેમ પડતું મૂકી રવાના થઇ ગયું હશે એમ મંગળાને લાગ્યું. પોતાનો મુદ્દામાલ પારખવાની ઇચ્છાથી તે બારી આગળ જઈ બહાર જોવા લાગી. એવામાં નાડાછડી વાળું ચંદનનું માથું એને દૂર દૂર દેખાયું. પણ બાબુની ગાડીમાં કોણ બેઠું હતું ? ગાડીમાં રંગો ચમકતા જણાયા. એટલામાં ગાડી નજીક આવી. બાબુભાઇએ રાતાં મખમલનાં પાટલુન

ને ભૂરા સાટીનનો કોટ, ગુલાબી શાલ ને પગે લીલાં મોજાં, તેમ જ સફેદ બૂટ ને ઝીકથી ચકચકતી ટોપી લગાવી દીધી હતી. એ બાલારાજાને શણગારવા ચંદને જ પેટી પટારાનાં ખાનાં ઉથલાવી નાંખ્યાં હશે એમ મંગળા હવે કલ્પના કરી શકી. ચમકતો પોશાક શોધવા ચંદને આકાશ પાતાળ એક કરેલાં જણાયાં. મહા મહેનતે મંગળાએ સાચવી રાખેલાં મૂલ્યવાન વસ્ત્રો ધૂળધાણી કરી નાંખવામાં આવેલાં જોઈ તે ગુસ્સાથી ગાજી ઊઠી, " અલિ ગાંડી ! આ શું તોફાન માંડયું છે ? આવાં કીંમતી વસ્ત્રો પહેરવાનું તને કોણે ડહાપણ કરાવ્યું ? "

" બાબુભાઈએ જ જૂનાં કપડાં પહેરવા સાફ ના પાડી " ચંદને ખૂલાસો કર્યો, " સાદાં સાદાં કપડાં પહેરતાં એમને શરમ આવે છે. "

" બેસ. બેસ. ડાહિલી ! " મંગળાએ ચંદનને ઉધડી લીધી, " છોકરાંને વળી શરમ કેવી ને શૉખ કેવા ? મને તો એ બધાં તારાં જ વાનાં લાગે છે. એવું ડહાપણ કર્યું તો તારી વાત તું જાણે. "

ચંદન ભયની મારી દૂર ભાગી. " ચંદન ! " બાબુએ રાડ નાંખી. છતાં ય ચંદન નજીક આવવા હીંમત કરી શકી નહિ. બાબુએ છેડાઈ જમીન પર આળોટવા માંડયું.

" કેવો ખરાબ છોકરો છે. " મંગળા ચીઢાઈ, " એના બાપે ચંદનને કોઈથી ચૂં કે ચાં કરાય નહિ. લે. લઈ જા આને. હવેથી પેટીઓને અડકીશ તો ધૂળ જ કાઢી નાંખીશ. "

ગંભીર વદને આગળ આવી ચંદને બાબુને ઉચકી લીધો. " બાબુભાઈ !" જરા દૂર જઈ તે બબડી, " તમારે શી ખોટ છે ? મોટા થશો ત્યારે તમને ઘરેણે મઢીશું–તમે વકીલ થશો કે બેરીસ્ટર ? "

“ અરે ! ના રે ના. ” બાલકે વાંધો ઉઠાવ્યો, “ હું તો બાબુ જ રહેવાનો. ”

એમ દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા. હવે તો માળી પણ બાબુની તહેનાતમાં રહેવા લાગ્યો. તે ભાગ્યે જ દૂર થતો. મધુકરે એક બીજો ખાનગી નોકર પણ રાખેલો હતો. તે આળસુનો પીર હતો. મુંબાઇમાં તો મંગળા એના પર રોજ દમ મારતી. સાફસુફ કરવામાં પણ એને ટોકવો પડતો. એટલે તે બગીચાની દેખરેખ રાખે એ બિલકુલ અસંભવિત હતું. ધાકધમકીથી પણ કંઈ વળે તેમ નહોતું એટલે જુદો માળી રાખવાની મંગળાને પીડા કરવી પડી હતી.

નવો સવો હતો ત્યાં સુધી તો માળી ઝાઝી પંચાતમાં પડતો નહિ. પોતાના કામકાજમાં જ ગૂંથાઇ રહેતો. ફુલઝાડને પાણી પાતો ને બગીચાની સંભાળ રાખતો. ફુલદાનીમાં નિયમીત ફુલ ગોઠવતો. આખો ખંડ પુષ્પપરાગે મધમધી રહેતો. એથી મુંબાઇના માણસની બેદરકારી ઘડીભર ભૂલાઇ જતી. એટલે એ વધારાનું ખર્ચ મધુકરને ખાસ સાલતું નહિ. નિયમીત કામ ન કરે એવા નોકરો મંગળાને જરા ય ગમતા નહિ. માળીને બગીચા માટે રાખેલો એટલે બીજા નોકરોનું કામ કરવાની એને સાફ મનાઇ કરવામાં આવી હતી.

પરિણામે માળીને પુષ્કળ નવરાસ મળતી. એટલે તે અવારનવાર બાબુને રમાડવા આવતો. લીમડાના ચોતરા પર બેસતો ને ઠંડા પહોરનાં ગપ્પાં હાંકતો. કોઈ કોઈ વાર બાબુને ગોળમાટલાં કરી લહેર કરાવતો. ચંદન પણ ઉલ્લાસભેર એ ક્રીડા અવલોકતી. પોતાને શેઠાણી પદે સ્થાપી માળીને સેવક સમજતી.

“ નવરાસની વેળાએ જરા બાબુને રમાડવા છૂટ આપી એટલે આ મહેરબાન છેક જ છટકયા. ” મંગળા ઘણી યે વાર

છેડાઈ પડતી, "પહેલાં તો બાગનું કામ કરતાં એને ઘડીની ફુરસદ મળતી નહિ. હવે તો સારો દિવસ ચંદનની પાછળ જ ભટક્યા કરે છે. બહુ ફાટશે તો મારે એને વિદાય જ કરવો પડશે."

"આમ જરા જરામાં છેડાઈ પડે છે શું કામ?" મધુકર એને વારતો, "એ લોકો પણ આખરે માણસ છે ને? એમનામાં પણ સ્નેહભાવ ન હોય?"

"પણ આ તે કાંઈ રીત છે? એક ધારાળો ને બીજી ગરાસીયણ. એમના સંબંધનો અર્થ શો?" મંગળાએ ત્રુટી દાખવી.

"આમ તો તમે સુધારાવાળાં છો ને?" મધુકરે ચીમકી લગાવી.

મંગળાને માળીની રીતભાત પસંદ નહોતી પડતી પરંતુ એના કામમાં જરા પણ કસુર આવતી નહિ. બાબુ માટે પાણી ગરમ કરવા કોઈને ય બૂમ પાડવી પડતી નહિ. ચંદન બાબુને તૈયાર કરે ત્યાં માળી પાણી લઈ હાજર હોય જ. મંગળા કોઈ વસ્તુ મંગાવવા ચંદનને હાંક મારતી તો માળી એ ચીજ હાજર કરી દેતો. ચંદન બાબુને નીચે મૂકે કે રામાએ તેને ઉચક્યો જ હોય. બાબુ પુષ્કળ તોફાની ને જક્કી હતો. કેટલીક વાર ચંદન પણ એની ધુનથી કંટાળતી પણ રામો કદી ય કંટાળતો નહિ. અને તેટલા ઉપાયો યોજી તે બાબુને મનાવવા પ્રયત્ન કરતો. ચંદનને ખુશ રાખવા એ બધાંયને ખુશ રાખતો.

શુક્રવારી વખતે ચંદન કોઈ કોઈ વાર બજારમાં જતી ત્યારે "ચંદન ક્યાં ગઈ છે?" એમ પૂછી પૂછી બાબુ એની માતાને કાયર કરી મૂકતો.

શહેર મધ્યે આવેલા વિશાળ ચોકમાં શુક્રવારી ભરાતી. વચ્ચોવચ્ચ એક વિશાળ વડનું ઝાડ હતું; એને ફરતો વિશાળ

ચોતરો હતો. ત્યાં દુકાનો મંડાતી. અનાજ ને શાકભાજી મળતાં. સાદી ને રંગીન સાડીઓ, માળાઓ, કાંસકીઓ વગેરે અનેક ચીજો ત્યાં સસ્તે ભાવે વેચાતી. ગામડિયાઓ માટે ખરીદી કરવાનું એ મુખ્ય સ્થાન હતું. એક દિવસ રામો શાક ભાજી લઈ પાછો ફરતો હતો. ચંદન કાંસકી ને દીવેલની શીશી લઈ પાછળ પાછળ આવતી હતી. એવામાં એક બાઈ તેની આગળ આવી ઊભી રહી. એણે રાતું ગવન પહેર્યું હતું. માથે બંગડીઓની એક ટોપલી હતી. " બંગડીઓ જોઈએ છે? બેન !" તેણે ચંદનનો ભાવ પૂછ્યો.

ચંદનને બંગડીઓ લેવાનું બહુ જ મન હતું પણ તેણે મન માર્યું, "કેમ લેતાં નથી? બેન!" પેલી બાઈએ પ્રશ્ન કર્યો.

"મારી પાસે પૈસા નથી." એ સાંભળી રામો સ્મિત કરી આગળ આવ્યો," "લ્યો, ચંદન ! હું આપું."

"ના. મારે નથી જોઈતી." ચંદન છેડાઈ આગળ ચાલી, "એવી બે ચાર બંગડીઓ નહિ પહેરૂં તો નહિ ચાલે ?"

બાજુ પરનો એક દુકાનદાર કંઠીઓ, પહોંચીઓ, માદળિયાં વગેરે વેચતો હતો. રામાએ એક કંઠી કાઢી, "આ જોઈએ છે?" તેણે ચંદનને પૂછ્યું.

"જા, જા, હવે." ચંદન વધારે ચીડાઈ "તારી ચીજોનું મારે શું કામ ?"

રામો તેના કાનમાં કાંઇક ગણુગણ્યો. ચંદન જરા ખમચાઈ. તેનાથી હસી પડાયું. રામાએ કંઠી ખરીદી તેને પહેરાવી દીધી.

તેઓ ઘેર પહોંચ્યાં કે બાબુએ ધૂમ મચાવી. એને તો ચંદનની કંઠી પડાવી લેવી હતી. ચંદન કંઠીનું નામ લેતાં જ શરમાતીઃ છતાં ય કંઠી દૂર કરવી એને ગમતી નહિ પણ બાબુ કાંઈ એમ છોડે તેમ નહોતો. એણે તો બૂમરાણ શરૂ

કર્યું, "શું છે તે?" મંગળા ત્યાં આવી પહોંચી, "આટલો બધો ઘોંઘાટ શો?"

"બાબુભાઈને મારી કંઠી પડાવી લેવી છે." ચંદને ખૂલાસો કર્યો.

"છટ્" મંગળાએ મોં મરડયું, "એવી ચીજોની આપણે શી જરૂર? ગાંડો થયો છે કે શું? ચંદનનાં ઘરેણાં આપણાથી પહેરાતાં હશે?" મંગળાએ બાબુને અડાવ્યો.

"બાબુને એવી એક કંઠી લાવી આપો ને! બાઈ સાહેબ!" ચંદને ડરતાં ડરતાં કહ્યું.

"બહુ ડાહી ન થા" મંગળાએ વચમાં જ વાત દાબી દીધી, "એવી ચીજો ખરીદે શો લાભ?"

"ને આ કંઠી તું કયાંથી લાવી?" એકાએક મંગળાએ પૂછ્યું." તારો પગાર તો માત્ર ત્રણ રૂપિયા છે. આવા શોખ કેમ પાલવે?"

ચંદન કશું ય બોલી નહિ. "કેમ જવાબ આપતી નથી?" માલતીએ ઝડતી લેવા માંડી.

ચંદન કચવાઈ. "મને બીજાએ આપી છે." તે બબડી.

"કોણે?" મંગળા ઊંડી ઉતરી.

"રામાએ."

"રામાએ?" હવે મંગળાનો મિજાજ ગયો, "રામો તારો કોણ થાય?"

ચંદન કશું જ બોલી નહિ. "એની સાથે ફરતાં શરમાતી નથી?" મંગળાની ગર્જના ચાલુ રહી, "એ કાંઈ તને પરણશે નહિ."

"પરણશે, બા સાહેબ! પરણશે." ચંદને મક્કમતાથી કહ્યું. "એણે મને વચન આપ્યું છે."

"એમાંનું કશું ય નહિ બને." મંગળાએ એની વાત

વચમાં જ કાપી નાંખી, " ત્યારે ત્યાં જમવાની તો તું ના પાડતી હતી. હવે ધારાળાને શી રીતે પરણીશ? વટલાઈ નહિ જવાય?"

"બા સાહેબ!" ચંદનની આંખમાં આંસુ આવ્યાં, "આ દુનિયામાં મારૂં કોણ છે?" તે રડતે હૃદયે બોલી, "મારી ન્યાત સચવાઈ તો ય શું ને ન સચવાઈ તો ય શું? એ મને પરણે. મને ધારાળી બનાવે તો પણ મને સારા તનનું માણસ તો સાંપડે ને?"

હવે મંગળાને કશું ય કહેવાપણું રહ્યું નહિ. ચંદન બાબુને લઈ બહાર ગઈ. બાગમાં બીજું કોઈ નહોતું. તે પેલા લીમડા નીચે ગઈ. ગળામાંથી કંઠી કાઢી તેણે બાબુને પહેરાવી. બાળકે વહાલથી એને આલિંગન દીધું. "કેવો વહાલો છોકરો!" ચંદન લાડ કરતી બોલી.

પરંતુ એ વાત એટલેથી અટકી નહિ. તે જ રાત્રે મંગળાએ બધી વાત મધુકરને કહી. "તમારા માળીનાં પરાક્રમ સાંભળ્યાં? એણે ચંદનને એક કંઠી આણી આપી છે ને એ રાં...જે હોય તેને બતાવતી ફરે છે. એ લોકોએ શું ધાર્યું છે એ જ મને તો નથી સમજાતું."

"એમાં શું? તેના પતિને એમાં જરા ય નવાઇ લાગી નહિ, "કદાચ એ લોકો પરણશે."

"એવી ગાંડી વાતો ન કરો." મંગળાએ વિરોધ દાખવ્યો. "કાલે એને જરા ધમકાવજો."

બીજે દીવસે મધુકરે રામાને બોલાવ્યો, "કેમ? ચંદનને પરણવાનો વિચાર કરે છે કે?" એણે સીધી જ વાત છેડી.

ઓચીંતા પ્રશ્નથી રામો આભો જ બની ગયો. "એ કેમ બને?" જરા સ્વસ્થ થતાં એ બોલ્યો, "અમારી ન્યાત જાત

જુદી છે. વળી હું પરણેલો છું. મારાં બૈરી છોકરાં મારે ગામ છે."

"ત્યારે ઝખ મારવા કંઠી આપવા ગયો હતો?" મધુકર તપી ગયો.

હવે શો જવાબ આપવો તેની રામાને સમજણ પડી નહિ. "મેં નથી આપી. સાહેબ!" થોડી વાર પછી તેણે જડભરત પેઠે બકવા માંડયું "કોઈ બીજાએ આપી હશે."

ગુસ્સામાં ને ગુસ્સામાં મધુકરે તેને એક સખત લપડાક લગાવી દીધી, "ચાલ, જતો રહે મારા ઘરમાંથી. મારી આગળ જુઠું બોલતાં શરમ નથી આવતી? અત્યારે જ અહીંથી તારૂં કાળું મોઢું લઈ દૂર થા."

એક જ ક્ષણમાં રામો ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. ગરીબ બીચારી ચંદન!!!–ધરતી માર્ગ દે તો અંદર સમાઈ જવા તે અધીરી બની રહી હતી. છતાં ય રામાની પાછળ દોડયા વિના એનાથી રહેવાયું નહિ. એના પગ પકડી તે કાંઈક બબડી. રામો ક્રોધથી એના તરફ વળ્યો. બે ચાર સંભળાવી વિદાય થઈ ગયો.

બાબુ હાથમાં હોવા છતાં ચંદન એની પાછળ જવા લાગી. એવામાં મંગળા ત્યાં આવી ચઢી. ચંદનને આમ ઘેલી બનતી જોઈ તેને જરા ખખડાવી, "ક્યાં જવા માંડયું? ઘર બહાર પગ મૂકયો તો તારી વાત તું જાણે. શરમ નથી આવતી? આમ ગમે તેની પાછળ ભટકયા કરીશ તો તારો કયાંય ધડો નહિ થાય."

ચંદનના નયનમાંથી ચોધાર અશ્રુ વહી રહ્યાં હતાં. તે એક શબ્દ પણ બોલી શકી નહિ. બાબુને એક ક્ષણ પણ નીચે મૂકવા તે રાજી નહોતી. મંગળા પણ બાબુને તેને પડખેથી દૂર કરી શકી નહિ.

બીજે દિવસે મંગળા જરા મોડી ઊઠી. આજે તેને જગાડનાર કોઈ ન હતું, બારીમાંથી સૂર્યનાં કિરણો એના નેત્ર પર પડ્યાં ત્યારે જ તે ઝબકી ઊઠી. "બિચારી ચંદન! આટલો વખત તે ટાઢે ઠરી જ ગઈ હશે." તેણે વિચાર્યું.

દ્વાર ઉઘાડતાં જ તે અજબ થઈ. ચંદન ત્યાં નહોતી. વેરાન વનરાજીમાંથી ઠંડા પવનનો સપાટો આવ્યો. બગીચાનાં વૃક્ષોની ડાળી એ ડાળી થથરી ઊઠી. મંગળાએ બીજા નોકરોને હાંક મારી. કોઈની પાસેથી તેને ચંદનની ભાળ મળી નહિ. "ચંદન ક્યાં ય દેખાતી નથી." તે શયનખંડમાં પાછી વળતાં બબડી, "આપણને મોં બતાવતાં કદાચ શરમાતી હશે."

"કે પેલો બદમાસ એને ફોસલાવી ગયો હશે." મધુકરે શંકા કરી, "બહારથી તો એના પર છેડાઈ પડ્યો હોય તેવો તે ડોળ કરતો હતો."

એ સાંભળી મંગળા બાબુની ખબર કાઢવા દોડી. એને જગાડવા જતાં એનું કડું નજરે પડ્યું નહિ. "કડું કોણે લીધું?" એણે રાડ નાખી, "પેલી હરામજાદી ચોરી ગઈ હશે. એ જણાતી નથી એનું કારણ હવે જ મને સમજાયું. કડું ચોરી તે પેલા બદમાસ સાથે છટકી ગઈ હશે."

"એમ પણ હોય." એના પતિએ ટુંકામાં પતાવ્યું, "પણ તે એકલું કડું જ કેમ લઈ ગઈ? બીજા કશાયને ય અડકી જણાતી નથી. અજબ જેવી વાત છે,

"એમાં અજબ જેવું શું છે? બીજી ચીજો પણ તાણી જાત. કદાચ તે મને જોઈ ગઈ હશે. રાત્રે તો તે સફાઈ કરતી હતી. મારી પાસે માફી માગવા આવી હતી. સવારની બીનાથી તે શરમાઈ હશે એમ હું માનતી હતી.

મંગળાએ બાળકને ઉચક્યો કે ઝંકાર થયો. ચંદનની કંઠી ને એક બે બંગડીઓ નીચે રવડી ગઈ. બે ત્રણ રૂપિયા પણ

સરી પડ્યા. "આ તો વળી વધારે વિચિત્ર વાત." મધુકરે ટીકા કરી, "પોતાની ચીજો મૂકી બીજાની ઉઠાવી જવી એ નવાઇની રીત. અરે ! આ તો જુઠ્ઠી કંઠી છે. પેલા બદમાસે એ બીચારીને આબાદ બનાવી જણાય છે."

"અરે ! ના રે ના ! એ તો બધી આપણને ભરમાવાની યુક્તિઓ." મંગળાએ વિરોધ દાબવ્યો, "આપણને આડે માર્ગે દોરવાની ચાલબાજી. આ બધો કચરો આપણને બનાવવા જ તે મૂકતી ગઈ હશે. પણ એમ હું એને છટકી જવા નહિ દઉં. મહેરબાની કરી પોલીસને ખબર આપો. મને દાળમાં કાંઈક કાળું જણાય છે."

ચહા પી મધુકર ગેટ પર જવા નીકળ્યો. ચંદન નીચું મોઢું કરી ગેટના બારણા આગળ જ ઊભેલી તેને જણાઇ. મધુકર એને જોતાં જ ચમક્યો. એ બીચારી રડતી હતી.

એ સરલ બાલાના એકલવાયા દેખાવે મધુકરમાં પણ કરુણા ઉત્પન્ન કરી. તેણેં દ્વાર પાસે ઊભેલા પોલીસ પાસે જઈ પરપૂછ કરી. "આ છોકરી તમે કયાંથી પકડી આણી છે ? કોઇએ એના વિરુદ્ધ ફરિયાદ કરી છે. એને છોડી મૂકો." બોલનારનો અવાજ સાંભળતાં જ ચંદન દૂર ગઈ "અમે એને નથી પકડી આણી. સાહેબ !" પોલીસે જવાબ વાળ્યો, " એ જાતે જ અહીં આવી છે. કંઈ ફરિયાદ કરવા આવી છે. રામા નામના એક માળીએ એના શેઠના છોકરાનું સોનાનું કડું ચોર્યું છે એમ કહી તે નાયકને મળવા માગે છે."

"પણ કડું માળીએ ચોર્યું એની ખાત્રી શી ?" મધુકર ઊંડો ઉતર્યો, "બાલક તો ચંદન પાસે રહેતું હતું."

"હા સાહેબ !" ચંદન વચમાં જ બોલી ઊઠી, "કડું કાઢયું હતું મેં: પણ ચોરવાની ઇચ્છાથી નહિ જ. બાબુને મારી કંઠી

જોઈતી હતી. બા સાહેબે એ લાવી આપવા ના પાડી. એટલે તેણે કંકાસ માંડયો. એવામાં રામાને કાને એ વાત ગઈ. એ મારી પાસે આવ્યો. ચીજો બેવડાવતાં પોતાને આવડે છે એમ એણે મને સમજાવ્યું. હું એક કડું આપું તો એ બે બનાવી દે એમ હતો. એ બીજા કડાથી હું બાબુ માટે જરૂર બીજી કંઠી લાવી શકું. મને બહુ વિશ્વાસ તો ન પડયો. છતાં ય એની અજમાયશ કરી જોવા મને મન થયું. કોઇ પણ રીતે બાબુભાઇનો કજિયો મટાડવાની મને ઇચ્છા હતી. એટલે મેં કડું એને સુપ્રત કર્યું. ગઈ કાલે શેઠ સાહેબે એને રજા આપી ત્યારે મેં પેલું કડું પાછું માગ્યું પણ એણે તો મારી વાત ઉડાવી જ કાઢી. એણે તો કડાની વાત જ કબુલ કરી નહિ. હું પાપ તો કદી કરૂં જ નહિ. પણ હવે કયે મોઢે હું શેઠ પાસે જાઉ? એટલે હું સીધી અહીં આવી. ”

એમ કહેતાં કહેતાં તે રડવા લાગી. “શેઠ સાહેબ! બાબુભાઇ વિના મને નહિ ગમે. મને માફ કરો.” તે કરગરી પડી...

મધુકરને પણ બાબુનો અવાજ સંભળાયો હોય તેમ થયું “ચંદન! ઓ ચંદન! તું કયાં છું?”

# અંત કે આરંભ.

પવિત્ર પ્રયાગમાં કુંભના મેળાની તડામાર તૈયારીઓ ચાલી રહી હતી. હિંદને ખૂણે ખૂણે એ ધર્મસંદેશ પહોંચી ગયો હતો. યાત્રાળુનાં ટોળે ટોળાં અલ્હાબાદમાં ઠલવાતાં. ઠંડી કહે કે મારું જ કામ. એવી કપરી ઋતુમાં પણ યાત્રાળુઓની એટલી બધી ધમાલ હતી કે બધાંની સગવડ સાચવવામાં રેલ્વે કંપની નિષ્ફળ નિવડી હતી. ભારખાનાના ડબ્બામાં પણ માણસોને થોકબંધ પૂરવા છતાં લોકોની માગણીને પહોંચી વળવું મુશ્કેલ હતું. કેટલાક રેલ્વે ભાડું ખર્ચી શકે તેમ નહોતા છતાં ય એમને ધાર્મિક ઉત્સાહ કોઈ પણ હિસાબે મોળો પડે તેમ નહોતું. મેળાના કેટલા ય દિવસ અગાઉ એવા લોકોએ પોત પોતાના ગામથી સંઘો કાઢી પગપાળા મુસાફરી શરૂ કરી દીધી હતી. શિયાળાની કકડતી ઠંડીની પણ તેમને પરવા નહોતી. માર્ગમાં અનેક મુશ્કેલીઓ નડવાની ખાત્રી હોવા છતાં સાંસારિક પાપો ધોઈ નાંખવાની પ્રેરણા એમને આકર્ષી રહી હતી. પરમ પૂણ્ય મેળવવાની અજબ લાલસામાં ગમે તેવું દેહદમન સહન કરવા એ ધાર્મિક જીવો તત્પર બની ગયા હતાં. તારાપુર જેવા નાનકડા ગામમાંથી પણ કેટલાક માણસોએ સંઘ કાઢવા વિચાર કર્યો. કોઇ પંડયા કે ચોબાએ ત્યાં આવી કુંભ મેળામાં હાજરી આપવા કોઈને ય આગ્રહ કર્યો નહોતો. છતાં ય કેટલી યે વિધવાઓમાં એકાએક ધર્મભાવના ઉભરાઇ આવી. એક વૃદ્ધ પુરુષને આગેવાન કરી સંઘની વ્યવસ્થા તેમને સોંપવામાં આવી. અનેક ગૂંચવણોભરી વિચારમાલાથી તેમના

દિલમાં વિવિધ ગડમથલ મચી રહેતી. પરંતુ અજોડ પૂણ્ય મેળવવાની ગજબ લાલસા એમનું ધૈર્ય ટકાવી રાખતી.

મંદાકિની નિઃસંતાન યુવાન વિધવા હતી. એને અંતરનું કોઈ પણ સગું નહોતું. એની વિધવા નણંદ સાથે એ રહેતી. એ નણંદને પણ પુણ્યપ્રદેશે પ્રેરણા થઈ. તે પેલા વૃદ્ધ પાસે ગઈ. સંઘમાં સ્થાન આપવા તેણે એમને વિનવણી કરી. એની વય વધતી જતી હતી. આવી તક ફરી ન પણ સાંપડે. પાપનો ભાર હળવો કરતાં પહેલાં જ મોત આવે તો? પંડિતજીને તે કરગરી પડી.

"નણંદ જાય તો હું પણ કેમ ન જાઉં?" મંદાકિનીએ પણ મનમાં વિચાર કર્યો. એક દિવસ લાગ જોઈ તેણે નણંદ આગળ યાત્રાની વાત છેડી. પરંતુ નણંદ ગરીબ હતી. નિર્વાહ માટે પણ તેને બીજા પર આધાર રાખવો પડતો. એટલે મંદાકિનીની વાતથી તે સ્વાભાવિક ખમચાઇ. મંદાકિનીને જવાબ પણ શો આપે? એ સાથે હોય તો એને કામકાજની નિરાંત રહે ખરી. પણ એનું ખર્ચ કાઢવું કયાંથી? "હજી તો તું નાની છે." તેણે વાત ઉડાવી, "એવા તો કેટલા ય મેળા આવશે ને જશે. મોટી થાય ત્યારે જજે. તને કોઈ ના નહિ પાડે."

પ્રવાસમાં કેટલો ખર્ચ થશે તેનો મંદાકિનીને બિલકુલ ખ્યાલ ન હોતો. એણે ત્રીસેક રૂપિયા બચાવેલા હતા. પોતાની અલ્પ પુંજી લઈ તે પંડિતજી પાસે ગઈ. સંઘમાં સાથે લઈ જવા એણે ખૂબ જ કાલાવાલા કર્યા.

પંડિતજીના દિલમાં રામ વસ્યા. મંદાકિનીને મોકલવા ભલામણ કરવાનું તેમણે માથે લીધું. એની નણંદને પણ સમજાવી દીધી. છેવટે મંદાકિનીને કુંભમેળામાં જવાનું નક્કી થયું.

બહારની દુનિયાનું મંદાકિનીને જરા પણ ભાન નહોતું.

તારાપુર ને આજુબાજુનાં બે ત્રણ ગામડાં સિવાય એણે ઝાઝી દુનિયા જોઈ પણ નહોતી. કાશી, પ્રયાગ વગેરે યાત્રાનાં ધામનાં નામ તેણે સાંભળ્યાં હતાં. ત્યાં જવાનું મહાત્મ્ય તે સમજતી. પરંતુ એ વિષે તેને બીજી કોઈ પણ પ્રકારની માહિતી નહોતી. આછી કલ્પના કરવાની પણ તેનામાં બુદ્ધિ નહોતી. એના મનને તો યાત્રાનાં ધામ સ્વર્ગનાં દ્વાર ભાસતાં.

તારાપુર રેલ્વે સ્ટેશનથી નવેક માઈલ દૂર હતું. એટલે એમની મુસાફરીની ગાડામાં શરૂઆત થઈ. સંઘનાં ઘરડેરાંઓએ રેલ્વે પણ જીવનભરમાં જોઈ નહોતી. મંદાકિની પણ કોઈ દિવસ આગગાડીમાં બેઠી નહોતી. આનંદવિષાદવિહોણા એ મહારાક્ષસની કલ્પના માત્રથી જ એનું દિલ ઠરી જતું. પ્રથમ દર્શને વિચિત્ર લાગણીઓ અનુભવતાં એ બધાં ડબામાં ખડકાયાં. ત્યાં ઊભાં રહેવાની પણ જગા નહોતી. આશ્ચર્યચકિત બનેલા એ ગામડિયાં જેમ તેમ અંદર પૂરાયાં. કચરા ને ધમાલથી મંદાકિની મુંઝાઈ ગઈ.

સખત આંચકા સાથે ગાડી ઉપડી. યાત્રાળુઓએ છુટકારાનો દમ ખેંચ્યો. પવિત્ર પ્રયાગને માર્ગે તેઓ નીકળી ચૂક્યાં એ ઓછા સંતોષની વાત નહોતી. ગાડી દરેક સ્ટેશને ઊભી રહેતી. મોટાં સ્ટેશનોએ તો એ કલાકોના કલાકો પડી રહેતી. એની ગતિ ગજબ ધીમી હતી, છતાં ય મંદાકિનીને તો એ પ્રથમ પ્રવાસ હોવાથી એમાં ભારે ઝડપ જણાતી. આખો વખત તે વિચાર વિમૂઢ બની ગયેલી જણાતી. જગત આટલું વિશાળ હશે એવો પહેલાં એને કદી ખ્યાલ પણ આવ્યો નહોતો. તુફાની વંટોળિયા પેઠે એ ગાડી એને ક્યાં ઘસડી જતી હતી એની એ કલ્પના પણ કરી શકતી નહિ. કેટલી બધી નદીઓ ને કેટલા બધા પર્વતો દેખાતા ને દૂર થતા! મંદાકિનીને પોતાની પામરતા પરખાવા લાગી. મનુષ્ય જીવન કોઈ અજબ ચીજ

છે એવી તેને પ્રતીતિ થવા લાગી. આટલી બધી ચીજો બનાવનાર મનુષ્ય ક્ષુલ્લક કેમ હોઈ શકે? ગામડિયાં તરફ મંદાકિનીને તુચ્છકાર આવ્યો. એ લોકો તેને પશુ જેવાં જણાયાં. એમના સાંકડા વાડામાંથી બહાર પડી પોતે જગત જોઈ શકી. એ માટે તે પોતાને ભાગ્યશાળી લેખવા લાગી. એના નાનકડા મનમાં વિચારોની વિવિધતા એટલી તો વધી પડી કે સળંગ વિચાર કરવાની શક્તિ જ તે ગુમાવી બેઠી. 'આટલા ઝડપી વાતાવરણમાં એણે કદી યે ઝંપલાવ્યું નહોતું.

બે દિવસની લાંબી મુસાફરી પછી પ્રયાગ આવ્યું. હાશ કરી યાત્રાળુઓ ગાડીમાંથી ઉતર્યા. સ્ટેશનના આંગણામાં ભારે કોલાહલ મચી રહ્યો. પંડયાઓ ને મજૂરોએ ધમાલ મચાવી મૂકી. બૂમાબૂમ થઈ રહી. કોઈ કોઈ તો યાત્રાળુઓને ખભો ઝાલી ખેંચવાની પણ ધૃષ્ટતા કરતા. પોત પોતાના ચોપડા ઉથામી પંડયાઓએ શિકાર હાથ કરી લીધા. પંડિતજીએ પણ પોતાનો આશ્રયદાતા શોધી કાઢ્યો. બધાં સ્ટેશનની બહાર નીકળ્યાં.

મંદાકિનીનો સંઘ એક ધર્મશાળા આગળ આવી પહોંચ્યો. મકાન તદ્દન જૂની ઢબનું હતું. અર્વાચીન કાલનો પડછાયો પણ એના પર પડેલો જણાતો ન હતો. એના ખંડો સાંકડા અને નીચા હતા. બારી બારણાં તો શોધવાં પડતાં. ભોંય પર રજોટીનો પાર નહોતો. વર્ષો થયાં એ યાત્રિકોને આશ્રય આપતું હશે. હજી કેટલી યે સદીઓ એ તેનું તે કર્તવ્ય બજાવશે એ કલ્પી પણ શકાય તેમ નહોતું.

પંડયાજી તો સંઘને ધર્મશાળામાં પધરાવી અલોપ જ થઈ ગયા. આખા મકાનમાં પંદરેક ખંડો હશે. અત્યાર પહેલાં બસો એક માણસોને તો ત્યાં આશ્રય મળી ચૂક્યો હતો. ઝળહળાના આછેરા પ્રકાશમાં હજી કશું દૃષ્ટિપથે પણ પડતું નહિ. પંડિતજી દરેક ખંડમાં ફરી વળ્યા પરંતુ એક તસુ પણ જગ્યા

તેમને ખાલી જણાઈ નહિ. ઠંડી પણ ગજબ પડતી. એટલે નિદ્રાધીન યાત્રિકો મોઢે માથે ઓઢીને પડયા હતા. દરેકે પોતાનો સામાન પણ પડખે જ ખડકેલો હતો. “ અહીં તો ક્યાં ય જગા જણાતી નથી.” પંડિતજીએ પંડયાને હાંક મારી, “ મારી સાથે તો બૈરાં છે એટલે તમારે ગમે તેમ કરી જગા કરી આપવી જ પડશે. આમ તે કાંઈ ચાલતું હશે ? ”

“પણ અત્યારે ખાલી ખંડ લાવું ક્યાંથી ? એક લાખ રૂપિયા ખરચો તો ય આખા પ્રયાગમાં એક પણ મકાન મળી શકશે નહિ” પંડયાએ દમ માર્યો, “ તમે બધાંને લઈ ઉપર અગાશીમાં જાઓ. યાત્રાળુઓ ઊઠશે એટલે હું તમને સગવડ કરી આપીશ. ”

સંઘમાંની એકે એક વ્યક્તિ થાકીને લોથપોથ બની ગઈ હતી. બે દિવસ ગાડીમાં બેસી રહેવાથી તેઓ સાવ અકડાઇ ગયાં હતાં. ખાવાપીવાનું પણ કાંઈ ઠેકાણું પડયું નહોતું એટલે ઉઘાડી અગાશીમાં પણ તેઓ ગમે તેમ પડયાં. ઠંડીના સપાટાને તેમની જરા ય દયા આવી નહિ. સ્ત્રીઓના સાલ્લા કે પાતળી શાલો કાંઈ વિસાતમાં નહોતી. એમની આછી પથારીઓ અલ્હાબાદની ઠંડી નિવારવા સમર્થ નહોતી. જે હાથ આવ્યું તે વીંટી દરેકે લંબાવ્યું. ક્યારે યાત્રાળુઓ ઊઠે ને નીચે ગોઠવણ થાય એની દરેક જણ વાટ જોઈ રહ્યું.

છેવટે યાત્રિકોની નિદ્રા તો ઊડી પરંતુ પથારી છોડવાનું કોઈને ય મન થતું હોય તેમ જણાયું નહિ. નવા પ્રવાસીઓની દયા ખાવા કોઈ પણ તૈયાર થયું નહિ. પંડયાનું પણ કશું ય ચાલ્યું નહિ. પંડિતજી જાતે આખું મકાન ગુંદી વળ્યા. કોઈ પણ સ્થળે એમના સંઘનો સમાવેશ થાય એવું લાગ્યું નહિ.

સૂર્ય તપવા માંડ્યો. ધીમે ધીમે અગાશી પણ ગરમ થતી ગઈ. મંદાકિની પાસે એક નાની શાલ હતી. તેના ચાર છેડા સાથે

લાકડીઓ બાંધી છાંયડો કરવામાં આવ્યો. એ છત્રછાયામાં જ બધાં યે રાંધ્યું ને ખાધું. સૂવાનું પણ ત્યાં ને ત્યાં જ હતું. મંદાકિની તો એટલી બધી કંટાળી ગઈ હતી કે એક કોળિયો પણ ભરવાનું તેને મન થયું નહિ. સાથે આણેલી ગોદડી વીંટી તે પડી જ રહી. આજુબાજુના કોલાહલની તેને પરવા નહોતી. એના મસ્તકમાં કાંઈ અજબ ઘેન ચઢી રહ્યું હતું.

બીજે સવારે ગંગાસ્નાન કરવા જવાનું હતું. સંગમ પર એટલી તો ભીડ થતી કે પંડયાએ બધાંને રાતના એક વાગ્યાથી તૈયાર થઈ રહેવાની સૂચના આપી દીધી. યાત્રાળુઓ વહેલા વહેલા પરવારી પથારીમાં લપાઈ ગયા. તારાપુરનો સંઘ તો હજી પણ અગાશીમાં જ હતો. મધ્યરાત્રિ થઈ ન થઈ ત્યાં તો આખા મકાનમાં ધમાલ મચી રહી. "બેન ! ઓ બેન !" મંદાકિનીની નણંદ તેને જગાડવા માંડી, "ઊઠો ને ! બધાં પરવાર્યાં પણ ખરાં." પરંતુ મંદાકિનીએ બીલકુલ જવાબ વાળ્યો નહિ. એની નણંદ બૂમો પાડી પાડી થાકી. અંતે એની નજીક જઈ જગાડવા ધક્કો માર્યો, "ઓ બાપ !" સ્પર્શ થતાં જ તે ચમકી ગઈ, "આ તો તાવે ફફડે છે !" "ઓ રામ !" મંદાકિની પરાણે બેઠી થઈ. "હવે હું શું કરીશ ?" એની નણંદે પોક મૂકી, "હું જાત્રા કરવા આવી ત્યાં આ લોથ વળગી. મારી સાથે ન આવવા મેં કેટલું યે કહ્યું હતું. એના જેવી કુમળી કળીથી મુસાફરીનો તાપ વેઠાય ? હવે આ બલાથી હું શી રીતે છૂટીશ ?"

નણંદના કકળાટથી મંદાકિનીની ઊંઘ તો ઊડી જ ગઈ. અણધારી આપત્તિથી એ પણ અકળાઇ ગઈ હતી. "બેન !" તે પરાણે બબડી, " આવો તાવ તો મને ઘણી યે વાર આવે છે. એમાં શું થઈ ગયું ? આપણે અહીં સ્નાન કરવા આવ્યાં છીએ. ગંગાઘાટે જરૂર જઈશું. "

પરંતુ નણંદને ભાભીની અસહાય દશાનો પૂરેપૂરો ખ્યાલ હતો. છતાં ગંગાસ્નાનનો લાભ કેમ છોડાય ? આટલું બધું દુઃખ વેઠયું ને હવે હાથમાં આવેલું પૂણ્ય પરવારી જાય એ કેમ સહેવાય ? મંદાકિની જાતે જ સ્નાન માટે આવવા તૈયાર હોય તો એણે શું કામ પંચાત કરવી ? " ભલે બેન ! " તે બોલી, " પછી મારો વાંક ન કાઢીશ. હું તો પુણ્યસ્નાન માટે પ્રાણ પાડું પણ બીજાને કંઈ મારાથી એવું કહેવાય ? ";

" મને કશું ય થવાનું નથી. " મંદાકિનીએ ટુંકામાં જ પતાવ્યું. " મારી તમે જરા પણ ફીકર ન કરશો. આટલે આવ્યાં ને હવે નાહ્યા વિના ચાલે ? "

મંદાકિનીની નણંદે હવે બધા ય વિચાર માંડી વાળ્યા. બધા ય યાત્રાળુઓ ઉત્સાહ ભેર બહાર પડયા. " એક બીજાનો હાથ ઝાલીને જ ચાલજો. " પંડયાનું ફરમાન છૂટયું, " છૂટા પડયા કે ગયા સમજજો. " એ સહુથી મોખરે હતા. પંડિતજી પાછળ રહ્યા. બૈરાં બધાં ય વચમાં ગોઠવાયાં. અમાસની રાત્રિ હતી. માર્ગમાં દીપક પ્રકાશ નહિ જેવો જ હતો. વિશાળ જનસમુદાયમાં તારાપુરનો સંઘ કયાં ય સમાઇ ગયો. ઘાટ તરફ આગળ વધતાં ભીડ વધતી જ ગઈ. જ્યાં ત્યાં મનખાદેહો જંતુઓ પેઠે ફૂટી નીકળ્યા. ઝાડ નીચે, તંબુમાં કે ઝુંપડામાંઃ જેને જેમ ફાવ્યું તેમ પડયું હતું. નાના નાના એક્કાઓ એટલી ભીડમાં પણ માર્ગ કરવા મથી રહ્યા હતા. બળદની ઘુઘરીઓનો ઘંટારવ ગાજતો હતો. ઘોડાગાડીઓ પણ રસ્તે જનારને ગભરાવતી કચરતી પોતાનો માર્ગ કરી રહી હતી.

મંદાકિની એના સાથીઓ સાથે માર્ગ કરી રહી હતી. એની તમામ ઇંદ્રિયો ઘુમ બની ગઈ હતી. બીજાના ધક્કે જ તે આગળ વધી રહી હતી. એના સાથીઓ એને આગળ ખેંચતા. જનસમુદાય એને પૂંઠેથી ધકેલતો.

યમૂના ને ગંગાના સંગમઘાટ પર માનવમેદનીનો સુમાર નહોતો. તારાપુરનો સંઘ સ્નાન કરવા નીચે ઉતરવાની તૈયારીમાં હતો. ત્યાં સાધુઓનું એક મોટું ટોળું ધસારાબંધ આગળ આવ્યું. " સંભાળો ! સંભાળો ! " પંડિતજીનો અવાજ હવામાં ઊડી ગયો. પંડયા તો નદીમાં જ ગબડી પડયા. સ્ત્રીઓના આર્તનાદે ત્યાં કોલાહલ મચી રહ્યો. દરેક જણ જાતે બચવાની ધમાલમાં પડયું. કોઈને પોતાના સાથીનું ભાન રહ્યું નહિ. અંતરાયલા હરણ પેઠે સર્વ ગાભરાં બની ગયાં. એક બાજુથી કચડાઈ મરવાની બીક, બીજી બાજુએ ડૂબી જવાનો ભય: જેના હાથમાં જે આવ્યું તેને તે વળગી પડયાં. બચવાને માટે દરેક જણ અથાગ પ્રયત્ન ઉઠાવી રહ્યું. સાધુઓના જબરા ધસારામાં મંદાકિની તારાપુરના સંઘથી છૂટી પડી ગઈ. દૂર દૂર ઘસડાઈ ગઈ. પાછળથી આવતો ગજબ ધક્કો ઝીલવાની એનામાં પ્રથમથી જ શક્તિ નહોતી. એટલે અણધાર્યા ધસારે તે બરફઠંડા પાણીમાં જ ગબડી ગઈ. ભયંકર ચમક સાથે તેણે પાણીમાંથી બહાર નીકળવા પ્રયાસ કર્યો. ઘરથી નીકળ્યા પછી પહેલી જ વાર એને આજુબાજુનું સાચું ભાન થયું. એનાં તમામ વસ્ત્રો ભીંજાઈ ગયાં હતાં. એ સ્નાન કરવા આવી હતી. પરંતુ સ્વેચ્છાએ સ્નાન કરવું પડે તે પહેલાં તે નહાઈ ચૂકી હતી. એનો એક પણ સાથી નજરે ચઢતો નહિ. ચોમેર અજાણ્યાં માણસો ટોળે વળ્યાં હતાં. એને મૂકી બધાં ભાગી તો ગયાં નહિ હોય ? મહાપરાણે તે પાણીમાંથી બહાર નીકળી. ચથરતી ચથરતી નદી કિનારે ઊભી રહી. એનું મન છેક જડ જેવું બની ગયું હતું. કોઈ પણ પ્રકારનો વિચાર કરવાની શક્તિ એનામાં રહી હોય તેમ લાગતું નહિ.

શિયાળાનું ધુમ્મસઘેર્યું સવાર હતું. આગળ એક વારથી વધારે દૂર નજર પહોંચતી નહિ. મનુષ્યોનો ચિત્રવિચિત્ર

શંખુમેળો એને વીંટાઈ વળ્યો હતો. સમુદ્રગર્જનાથી પણ એ કોલાહલ ટપી જતો. મંદાકિનીને એમાંનો એક અક્ષર પણ સમજાતો નહિ.

પાસે ઊભેલી એક એક વ્યક્તિને મંદાકિનીએ ધારી ધારીને જોઈ. એ કોઈ ને ય ઓળખી શકી નહિ. પોતાના સાથીઓને શોધી કાઢવાના એના અથાગ પ્રયાસો નિષ્ફળ ગયા. ધુમ્મસના ગાઢ આવરણમાં કશું પણ નજરે ચઢતું નહિ. દરેક ચીજ કાબરચીતરી ભુતાવળ સમોવડી ભાસતી. "એન ! ઓ એન !" મંદાકિનીએ વિહ્વલ બની રાડ નાંખી. પરંતુ એના અવાજે કોઈનું પણ ધ્યાન ખેંચ્યું નહિ. નિરાશામાં તે દિંગ્મૂઢ બની રહી. એનાં નયનમાં બે ચાર આંસુ ઉભરાઈ આવ્યાં: પવનના ઠંડા સપાટે તે એના ગાલ પર જ ઠરી ગયાં. ભયથી બેબાકળી બનેલી મંદાકિની મૂર્ચ્છિત થતી જણાઈ.

પરંતુ સંગમઘાટ પર એકના એક સ્થાને ઊભા રહેવું અશકય હતું. મનુષ્યસિંધુ ભયંકર ઉર્મિએ ઉછળી રહ્યો હતો. માનવ મેદની આમથી તેમ ફેંકાતી : જાણે પવનઘેરી પત્રાવલી. મંદાકિની સાન ભાન ભૂલી ગઈ. એ કયાં હતી ? કયાં ઘસડાઇ રહી હતી ? એને કશું ય ભાન રહ્યું નહિ.

છેવટે સૂર્ય ઉગ્યો. ધુમ્મસ આછું બન્યું: ભીડ પણ ઓછી થવા લાગી. મહા પરાણે સૂર્યનાં દર્શન થયાં. સ્નાનક્રિયા લગભગ પૂરી થવા આવી. યાત્રાળુઓ ઊતારે પાછા વળતા હતા. લોકોનાં ટોળાં જુદે જુદે માર્ગે અદૃશ્ય થતાં. મંદાકિનીએ ઉંચું જોયું. બે બાજુથી સાધુની મંડળીઓ ધસી આવતી જણાઇ. એક માર્ગે વાહનોની હારમાળા જામી હતી. લલાટે સંતોપછાયા લખાવી યાત્રાળુઓ પાછા ફરતા હતા. એકાદ ટોળામાં તે ભળી. તારાપુરના સંઘનો ઉતારો મંદાકિનીને જડે એવો હવે બીલકુલ સંભવ ન હતો. ભયચકિત હૃદયે હવે એનાસાં'

આક્રંદ કરવાની પણ શક્તિ રહી નહોતી. પગલે પગલે એની શક્તિ ઓસરી જતી હતી. છતાં ય ટોળું તો આગળ વધ્યાં જ જતું. એને બેસી જવાનું ઘણું ય મન થતું. પરંતુ બેસી શકે એવું એક પણ સ્થાન ખાલી નહોતું.

થોડી જ પળમાં તે શહેરના મહોલ્લાઓ વચ્ચે આવી ચઢી. બન્ને બાજુએ મકાનોની હાર નજરે પડી. હવે ત્યાં ભીડ નહોતી. એને આમથી તેમ ધકેલાવું પડતું નહિ. પરંતુ ભીડમાં એ સલામત હતી. દરેક પોતપોતાની પીડામાં પડેલું હોવાથી બીજાની કોઈને પડી નહોતી. હવે તો લોકોની નજર એના તરફ અનાયાસે આકર્ષાવા લાગી. મંદાકિનીનું ગૌરવ હણાય એવા પ્રસંગો ઉપસ્થિત થવા માંડયા. પાપનો ભાર હળવો કરવા આવેલા યાત્રિકો પણ પોતાની વાસના ઘેર મૂકીને આવેલા જણાયા નહિ. એમનાં કાતિલ નયનબાણે મંદાને ત્રાસ થતો. ધરતી માર્ગ આપે ત્યાં સમાઈ જવા તે તૈયાર હતી.

એનામાં આગળ વધવાની જરા પણ શક્તિ રહી નહિ. રાજમાર્ગની એક બાજુએ ઊભા રહી વિચાર કરવાનું તેને મન થયું. એનાં અંગે અંગ શીત કંપારીએ કળી રહ્યાં હતાં. પળે પળ પડી જવાની એને ધાસ્તી લાગતી. એકલવાયી સુંદરીને રાજમાર્ગ પર અસહાય જોઈ કેટલા ય યુવાનો એના તરફ વળતા. એક તો છેક ધસાઈને આગળ વધ્યો. બીજાએ હાથ પકડવા હિંમત કરી. યુવાન પ્રમદા ભડકી ને ભાગી. એના હાથને જોરથી તરછોડી તેણે ફાવે તેમ દોડવા માંડ્યું. નિષ્ઠૂર હાસ્ય હસી એ યૌવનઘેલા પિશાચોએ પ્રલયના પડછંદ પાડયા.

કેટલું દોડી ગઈ તેનું મંદાકિનીને ભાન રહ્યું નહિ. બાળકના મૃદુ સ્વરે એને સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો, "બા ! બા ! આ મારૂં રમકડું લઈ લે." મંદાકિનીને મન સ્વર્ગભુવનનાં

દ્વાર ઉઘડયાં. ઘડી પણ થંભ્યા વિના મંદાએ લાગલો જ એ ગૃહમાં પ્રવેશ કર્યો.

વિશાળ ચોક મૂકી બાજુમાં રસોડું હતું. મજબૂત બાંધાની એક યુવાન લલના ત્યાં બેઠી બેઠી શાક સમારતી હતી. પાસેની છાબડીમાં વિવિધ શાક પાન ભરેલાં હતાં. યુવતીના અંગે અંગ પર સુવર્ણાલંકારો ઝળુકતા. કેશકલાપનો અંબોડો ઢીલો વાળવામાં આવ્યો હતો. લલાટ પર સિંદૂરરેખા ચમકતી. પરંતુ તેની સાડી ગંદી ને ફાટેલી હતી. તેનું ગરમ બદન પણ એટલું જ મલીન હતું. એની વય કળવી મુશ્કેલ હતું. એની નથની, ગોળ ગુલાબી ગાલ ને વિશાળ નયન એને સોળ વર્ષની સુંદરી પરખાવવા પુરતાં હતાં. એનું કદરૂપું શરીર ને ભયંકર માંસલતા એને પ્રૌઢામાં ખપાવતાં.

સફાચટ માથાવાળી એક વિધવા ચોકમાં જ ઊભી હતી. પાસે પડેલાં વાસણ માંજવા તે તૈયારી કરી રહી હતી. તે તીખી ને તોછડી જણાતી. બીજી એક પ્રૌઢા રસોડામાં કામે લાગી હતી. ઠંડા પવનના સપાટા સગડીનો દેવતા બુઝાવી નાંખવા મથી રહ્યા હતા: રસોઈ કરનારને પણ અકળાવતા. વિવિધ વયનાં ને વિચિત્ર વસ્ત્રોવાળાં પાંચ છ છોકરાં ચોકમાં ધીંગામસ્તી કરી રહ્યાં હતાં. ચૂલા પર ચા ઉકળતી હોવાથી એની આશામાં જ બધાં ત્યાં ટોળે વળ્યાં હતાં. એક બાજુએ પ્યાલા રકાબીઓ તૈયાર કરેલાં નજરે પડતાં. એવામાં બહારથી એક છોકરૂં દોડતું આવ્યું: પેલી પ્રૌઢા પર ગબડી પડયું. પ્રમદાએ છણકો કર્યો. એના ગાલ ક્રોધથી ધુંધવાઈ રહ્યા. હાથે પ્રસાદી આપવાની પણ શરૂ કરી દીધી. ચોકમાં રડારોળ થઈ રહી.

એ પળે મંદાકિની ઘરના પગથારે આવી ઊભી. પેલું બાળક અજાણી વ્યક્તિને જોઈ રડતું બંધ રહી ગયું. એની

માતાનો ઉગામેલો હાથ થંભી ગયો. પેલી વૃદ્ધા પણ એક યુવાન સુંદરીને ઓચીંતી પોતાના આંગણામાં ઉપસ્થિત થયેલી જોઈ આશ્ચર્ય ચકિત બની ગઈ. રસોડામાં બેઠેલી પ્રમદા પણ પોતાની આતુરતા રોકી ન શકવાથી હાથ ધોઈ બહાર આવી. "કોણ છે ?" તેણે બીજાજમાં જ પ્રશ્ન કર્યો, "અહીં કેમ આવી છે ? કોણે અંદર આવવા દીધી ?"

મંદાકિનીના મસ્તકેથી આફતનું વાદળ હમણાં જ દૂર થયું હતું. એનાં અંગે અંગ ફાટતાં હતાં. એનું મસ્તક ભમી જતું. ઓચીંતા ચક્કર આવવાથી તે ચોકમાં પટકાઈ પડી. તેને નીવારવા પેલી વૃદ્ધાનો હાથ ઊંચો થયો. તે આગળ વધી, "અહીં શાની બેસે છે ?" તે ગાજી ઊઠી.

મંદાકિની ઝબકી પાછી હઠી. એની આંખમાં આંસુ ઉભરાયાં, "ઓ બેન ! હું અજાણી છું" તે દર્દભર્યા અવાજે બોલી, "હું ભૂલી પડી છું : મારા સાથીઓ —"

"પણ આ કાંઈ તારા બાપનું ઘર છે ?" બીજી વિધવાએ તેને આગળ બોલવા જ ન દીધી, "ચોકીએ જઈ ખબર આપ. સિપાઈઓ તારા સાથીદારોનો પત્તો મેળવી આપશે."

"અરે ! આપી ખબર." રસોડામાંથી બહાર આવેલી બાઈએ પોતાનો મત દાખવ્યો," એ બધી વાતો છે વાતો. આવી તો મેં ઘણી યે જોઈ નાંખી છે. બહાર રહી ગએલી ચીજો તફડાવી જવા આવા લોકો અજાણ્યાં બની જાણી જોઈને અંદર ઘુસી આવે છે. આ તો આપણને બધાંને જોયાં એટલે બનાવટ કરવા માંડી. એના મોઢા પરથી ભૂલી પડે એવી એ જરા પણ જણાતી નથી. આપણને પણ વેચીને ક્યાં ય ચણા ખાઈ જાય તેવી છે. ચોર છે ચોર. બદમાસ !"

" ના, ના. આ બાઈ ચોર હોઈ શકે જ નહિ " એક નાની બાલિકા મંદાકિની પાસે આવી તેને નિહાળી રહી હતી તે બોલી ઊઠી, " આ તો કોઈ સારું માણસ જણાય છે. જુઓ ને, એણે હાથે તો સોનાની બંગડીઓ પહેરેલી જણાય છે. એનું છાયલ પણ નાંખી દેવા જેવું નથી."

પેલી યુવતી હવે શાક સમારવાનું પડતું મૂકી આગળ આવી. " બિંદુ ખરૂં કહે છે." તે બોલી, " એની બંગડીઓ સોનાની જ જણાય છે. કદાચ કોઈ ખાનદાનની દીકરી હશે. મેળાના વાયરામાં કોઈ એને ભોળવીને અહીં લઈ આવ્યું હશે પછી એને રઝળતી મૂકી રવાના થઈ ગયું હશે."

મંદાકિની છાનું છાનું રડવા લાગી, " અરે ! જો તો ખરી." પેલી વૃદ્ધા તડુકી, " આણે ઢોંગ ઓછો માંડ્યો છે? અલિ બા ! અહીં રડવાનું શું કામ છે? રડવું હોય તો ઓટલે બેસીને પોક મૂક ને. અમારા ઘરમાં આ તે શી પીડા ?"

મંદાકિનીનું હૈયું આવી વાતોથી ચીરાઇ ગયું. મહિલાઓ પણ આવી નિષ્ઠુર બની શકતી હશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. બાઇ માણસની પીડા જોઈ નારીહૃદય પીગળ્યા વિના રહે જ નહિ એવી તેની માન્યતા હતી. એટલે અહીંનાં વિરોધી સૂર સાંભળી તે ડઘાઈ જ ગઈ. મહા પરાણે તે ઊભી થઈ. ધીમે ધીમે તે બહાર ચાલી. ભયંકર નિરાશામાં એનું હૃદય બંધ પડી જવાની અણી પર હતું. વિશાળ પણ વિચિત્ર રાજમાર્ગ અનેક ભીતિથી ભરપૂર હતો. જગતમાં જોખમ સિવાય હવે મંદાકિનીને કાંઈ પણ નજરે પડતું નહિ. ઘરમાં જ એ સુરક્ષિત રહેશે એવું એને લાગ્યા કરતું. ગજબ વિષાદની અકળામણ વચ્ચે એ પગથિયા પર જ બેસી ગઈ. રાજમાર્ગ પર પગ મૂકવા પણ એનું દિલ તૈયાર નહોતું. અંદરની ધમાલ હજી જરા પણ શમી હોય તેમ જણાતું ન હતું.

"એ ક્યાં ગઈ હશે ?" અંદર ગૃહિણી બોલતી સંભળાઈ, "કદાચ એ સાચું બોલતી હશે."

"બેસ બેસ હવે." પેલી પ્રૌઢાએ દમ દીધો. "એનું મોઢું જ એના ઢંગ કહી આપતું હતું. એનો મીજાજ જોયો તો?"

મનોહર એ ઘરનાં બાલકોને ભણાવવા આવતો. ગંગાસ્નાન દ્વારા પુણ્ય પામવાની પ્રખર લાલસા પુણ્યધામમાં રહેનારમાં નથી જાગતી. માત્ર મેળાની ધમાલ જોવાને જ તે આજે વહેલો ઘર બહાર નીકળી પડયો હતો. સરિતાતટે ચક્કર મારી એ પળે જ તે ત્યાં આવી ચઢયો. પગથિયાં ચઢતાં જ કોઇ અજાણી વ્યક્તિને એક છેડે લપાયેલી જોઈ. એનું સૌંદર્ય છૂપાવ્યું છૂપાતું નહોતું.

મનોહરને વૈદકનો થોડો થોડો શોખ હતો. ખાનગી રીતે એણે થોડો અભ્યાસ પણ કર્યો હતો. એટલે મંદાકિનીના મુખારવિંદની વિષાદછાયા એ પલકમાં પારખી ગયો. દયાભીના હૃદયે શરમને વિદાય દીધી. "કેમ બેન ! તમને શું થયું છે ?" મંદાકિનીની નજીક જઈ તેણે માયાળુ સ્વરે પૂછયું, "તમે કોણ છો ? આવી દશામાં આમ ઉઘાડાં પડી રહેવાય ?"

મનોહરના માયાભર્યાં વચને મંદાકિનીએ ઊંચું જોયું. એની કરુણતાએ એનામાં જીવનસંચાર કર્યો. એનાં નયનમાં રતાશ ભરાઈ આવી. મનોહર એના વદનદર્શને ચોંકી ઊઠયો, "તમને તાવ આવ્યો જણાય છે !" મનોહરે ભાવભીના સ્વરે પૂછયું, "તમારૂં શરીર જોવા દેશો ?" એની નજર મળતાં જ મંદાને વિશ્વાસ પડયો. વિના સંકોચે એણે હાથ લંબાવ્યો. સ્પર્શ કરતાં જ મનોહર ગંભીર બની ગયો, "આવી દશામાં બહાર કેમ નીકળ્યાં છો ? તમારૂં ઘર ક્યાં આવ્યું ?" એની અધીરાઈનો પાર નહોતો.

"હું તો છેક તારાપુરથી આવી છું." મંદાકિનીએ ખુલાસો કરવા માંડયો, "મારા સાથીઓ સાથે હું ગંગાસ્નાને ગઈ હતી."

નરમ તબિયત જાણી વધારે પ્રશ્નો પૂછી એને પજવવાનું મનોહરને ઠીક લાગ્યું નહિ. તારાપુર કે મંદાના સાથીઓથી એ સાવ અજાણ્યો હતો. એની અસહાય દશા જોઈ એનું કોમળ હૈયું અનાથની વહારે ચઢવા પ્રેરાયું હતું, "ભલે!" તેણે ટુંકું કર્યું, "તમારા સાથીઓને હું શોધી આપીશ. પણ તમે આમ બહાર પડી રહો તે ઠીક નહિ. મારી સાથે અંદર ચાલો ને"

"હું અંદર નહિ આવું." મંદાકિનીએ મનોહરને ક્યારનો ય મિત્ર માની લીધો હતો. એના સાંત્વનભર્યા શબ્દો એના છૂંદાયલા દિલ પર અમીસીંચન કરતા હતા. એના નયનમાં નીર ઉભરાયું, "એ લોકોએ મારૂં અપમાન કરી મને બહાર હાંકી કાઢી છે."

હવે મનોહર મુઝાયો. ઘરનાં માલિકોએ મંદાકિનીનું અપમાન કરી તેને બહાર હાંકી કાઢી હતી. પોતે એ ઘરનો માલિક નહોતો એ વાત મંદાકિનીને કહેવા તેનો જીવ ચાલ્યો નહિ. એનાં આંસુ ભર્યાં વિશાળ નયનો ને ટાઢે થથરતાં અધરદ્વયે એને વ્યાકુળ બનાવી મૂકયો. છતાં એનાં દર્શનથી મનોહરના અંતરમાં ઉલ્લાસ પ્રગટતો. મંદા એને મિત્ર માનતી એ જાણી એના આનંદનો પાર રહેતો નહિ. તેના પર મંદાકિની હક્ક ધરાવવા પ્રયાસ કરતી એ તેને ગમતું. પરંતુ આ ઘરમાં તો તે નોકર હતો. પોતાની અનાથ દશા મંદાકિનીને જણાવવા તે રાજી નહોતો. એટલે હવે શું કરવું તે તેને સમજાયું નહિ "દવાખાને આવશો?" તેણે લાંબો વિચાર કરી પૂછ્યું.

" દવાખાનું ! " અનાથ બાલકની રાહે ભયગ્રસ્ત વદને મંદાકિનીએ પૂછ્યું, " ક્યાં આવ્યું ? હું તો અહીં કોઈને ય ઓળખતી નથી. "

એની નિર્દોષ મૂર્તિએ મનોહરને છેક જ મહાત કરી દીધો. " દવાખાનામાં જશો તો તમે સાજાં થઈ જશો. પછી હું તમને ઘેર પહોંચાડી આવીશ; " મનોહરે મંદાને સમજાવવા માંડ્યું.

" ના. ના. " મંદાકિની એને ચરણે પડી બોલી, " તમે જ મને સાજી કરો. મારે બીજે ક્યાંય જવું નથી. આ જગતમાં મારૂં કોઈ નથી. "

મનોહરનું દિલ ભરાઈ આવ્યું. મંદાકિનીને સંપૂર્ણ વિશ્વાસ મૂકતી જોઈ એ ગળગળો થઈ ગયો. બીચારી અનાથ અબલા ! પરંતુ ઘરની અંદર તો મનોહર એને લઇ જઈ શકે તેમ નહોતો. એને માટે ગમે તેટલી લાગણી થતી હોય છતાં ય એ શું કરે ? થોડીક ક્ષણ એ રાજમાર્ગ તરફ વિહ્‌વલતાથી જોઈ રહ્યો. નદી તરફથી એક ખાલી એક્કો એ તરફ આવતો જણાયો. મનોહરે એક્કાવાળાને હાંક મારી. એક્કો નજીક આવ્યો એટલે તેણે મંદાકિનીને કહ્યું, " ચાલો, આ મારૂં ઘર નથી. " મંદાકિની એક શબ્દ પણ બોલ્યા વિના મંદ ગતિએ એને અનુસરી. મનોહરે પોતાની શાલ એને ઓઢવા આપી. " લો, તમારે એની વધારે જરૂર છે. " મંદાકિનીએ જરા પણ સંકોચ વિના શાલ લીધી. એનો હાથ ઝાલી મનોહરે એને એક્કામાં બેસાડી. તે બેઠો કે એક્કો ઉપડ્યો. એક્કાની બંને બાજુ પકડી બેસવાની મનોહરે મંદાને સૂચના કરી પરંતુ આચકા એટલા તો સખત આવતા હતા કે મનોહરને હાથનો ટેકો કરવો જ પડ્યો. મંદા અવાર નવાર મનોહરના સ્કંધ પર મસ્તક ઢાળી દેતી. એના જાડા છાયલમાંથી પણ

તાવ સોંસરો નીકળી મનોહરને દઝાડતો. એનું અંગ ગજબ ધ્રુજારી અનુભવતું.

એક્કો દવાખાના આગળ આવી પહોંચ્યો. મનોહરે મંદાકિનીને ધીમેથી નીચે ઉતારી, એક્કાવાળાને વિદાય કરી તેણે દવાખાનામાં મંદાકિનીનું નામ નોંધાવ્યું. સાચવીને તેને ખાટલા નજીક લઈ ગયો. એક વિશાળ ખંડમાં બે હારમાં પલંગો ગોઠવેલા હતા. મંદાકિનીને તાવ ચઢતો હતો. એને કયાં લઈ જવામાં આવતી હતી તેનું પણ એને ભાન નહોતું. મનોહરે સૂચના કરી કે તુરત જ એણે પથારીમાં પડતું મૂકયું.

દવાખાનામાં બહારના માણસોને ઝાઝું બેસવા દેવામાં આવતા નહિ. "કાલે આવીશ હોં !" કહી મનોહર જવા ઊઠયો. આરામથી મંદાકિનીને શાંતિ વળી હતી. "મને એકલી મૂકીને જતા રહેશો ?" તેણે ભયચકિત નયનો ઊંચકી બૂમ પાડી. મનોહરે એનું ધીકતું લલાટ પસવાર્યું. ઘડીભર વગર બોલે તે એના તરફ જોઈ રહ્યો. એના સ્પર્શે મંદાના શરીરે આછી કંપારી અનુભવી. તે જરા સંકોચાઈ પણ ખરી. પછી ઓચીંતા એણે મનોહરના હાથ પકડી લીધા. તે રડી પડી. મનોહર એને પડખે બેઠો. મંદાના હાથ દૂર કરી તે જઈ શકે તેમ નહોતો. એવામાં દવાખાનાની આયા ત્યાં આવી. "ભાઈ!" હવે તમારે જવું જોઈએ." તેણે નમ્રતાથી સૂચના કરી. મનોહરે હાથ દૂર કરવા ધીમો પ્રયત્ન કર્યો. નીચે વળી તે મંદાકિનીના કાનમાં બબડયો, "મારે જવું પડશે—મંદા !" મંદાકિનીએ એનો હાથ તરછોડી નાંખ્યો. શાલથી પોતાનું વદન એણે ઢાંકી દીધું. મનોહર એનું છુપું આક્રંદ પારખી શકયો. એના નયનમાંથી પણ એક બે અશ્રુબિંદુ સરી પડયાં. મહા પરાણે તે બહાર નીકળી ગયો.

મનોહર રોજ મંદાકિનીની ખબર કાઢતો પરંતુ તે

કોઈને ય પિછાની શકતી નહિ. માયાભર્યાં વચને સાંત્વન દેવા મનોહરે બહુ બહુ પ્રયત્ન કર્યા પરંતુ મંદાકિનીએ એની વિનવણી પર ધ્યાન જ આપ્યું નહિ. મનોહરની આંતરપીડા તે સમજી જ શકી નહિ. મનોહર હંમેશાં એ બેફામ બાલાની પડખે બેસતો ને વિચારતો, "આ કયારે સાજી થશે? પહેલા દિવસની નિષ્ઠુરતા જ દિલમાં ભરી એ સ્વર્ગે સંચરશે કે શું? એના તમામ પ્રયત્નો વ્યર્થ જશે! મંદાકિની કશું ય નહિ જાણે?" પરંતુ પારકી પ્રમદા માટે તે શા માટે આટલો બધો જીવ બાળતો હશે? તારાપુરની મંદાકિની એની શું સગી થતી હતી? એણે તો અજાણી નિરાધાર વ્યક્તિ પ્રત્યે પોતાનું કર્તવ્ય જ બજાવ્યું હતું. એને વિમાસવાનું શું? પરંતુ એનું દિલ એવા પ્રશ્નોનો વિરોધ ઉઠાવતું. એનું દિલ મંદાના મીઠા વચન માટે તલસી રહેતું. માત્ર ઉદારતાથી જ એ એની વહારે ધાયો હતો એમ હવે તે કહી શકે તેમ નહોતું. મંદાકિનીને પડખે બેસી તે એનું લલાટ પસવાર્યા જ કરતો. એના વિખરાયલા વાળ સમા કરતો. નયન ઉઘાડી મંદાકિની એને પીછાને એ ધન્ય ઘડીની તે ધીરજથી વાટ જોતો. કદાચ એ રોષથી વિમુખ થશે તો? છતાં ય એના પરિશ્રમનું ફલ તો નહિ જ ભૂંસાય ને! છેવટે એની આશા ફળી. પખવાડિયાની બેફામ દશા પસાર કરી એક દિવસે મંદાકિનીએ મનોહરને ઓચીંતો પીછાન્યો. મનોહરનું દિલ ઉલ્લાસથી નાચી રહ્યું, "મંદાકિની!" તે હર્ષમાં આવી જઈ બોલ્યો. પરંતુ મંદાકિનીએ ઉત્તર ન વાળ્યો. મનોહરે એને ફરી ફરી બોલાવી. થોડી વાર પછી છાયલ નીચે મોં છૂપાવી તે બબડી, "મંદા કહો ને? આખું નામ લેવાની શી જરૂર છે?"

"આજે કેમ છે?" ઉજ્જ્વલ ભાવિની કંપનાથી મનોહરને શાંતિ વળી, "ઠીક લાગે છે ને?" તેણે મંદાકિનીને પૂછ્યું.

"સાજાં થઈને ય શું?" મંદાકિનીએ પ્રશ્ન કર્યો, "મારા સાથીઓ હવે ક્યાં મળવાના છે?"

"એથી શું?" મનોહરનું દિલ દુભાયું "મંદા! એમના વિના નહિ જીવાય?" તેનાથી બોલી જવાયું.

"હું કોને માટે જીવું?" મંદાએ ફરી પૂછ્યું.

"કેમ વળી?" મનોહરના દિલની વાત બહાર પડી ગઈ, "મારા માટે!" નીચો વળી મનોહર મંદાનું કપાળ પસવારવા લાગ્યો. "એટલા માટે મને બચાવી?" મદાકિનીએ એનો હાથ દૂર કરી દીધો, "આ શબ્દો બોલવામાં પણ પાપ નથી?"

મનોહર પલંગથી દૂર હઠી ગયો. એને શું કહેવું તેની એને ગમ પડી નહિ. એક શબ્દ પણ તે બોલી શક્યો નહિ. દુભાતા દિલે તે દવાખાનાની બહાર નીકળ્યો. એના ભાવને મંદાએ અપમાન માન્યું એ વાત જ એને ખૂબ સતાવી રહી.

બીજે સવારે તે પાછો ફર્યો ત્યારે દરેક એની આગળ મંદાની ફરિયાદ કરવા લાગ્યું. "એ ખાતી પીતી નથી એટલું જ નહિ પણ તે દવા પણ લેતી નથી." એક આયાએ રોષ કાઢ્યો, "તે એટલી તો જક્કી બની ગઈ છે કે કહેવાની વાત નહિ! એને મરી જવાની જ રઢ લાગી છે."

મનોહર એના પલંગ પાસે ગયો. એના દિલમાં વસવસો હતો છતાં ય તેણે ખુલાસો માગવા હિંમત કરી. "મંદા! મારી વાત સાંભળીશ?" તેણે ધીમેથી શરૂઆત કરી. પરંતુ મંદાકિનીએ તેને બીલકુલ જવાબ વાળ્યો નહિ. "તું આમ બેપરવા કેમ બની ગઈ છે? મારા પરની રીસ બીજા પર શા માટે કાઢે છે?" મનોહરે બધું જ કહી નાંખવા માંડયું, "દોષનો દંડ ભારે છે હોં! તારૂં દિલ દુભાવવાની મારી જરા ય ઈચ્છા નહોતી."

ઓશિકામાં વદન છૂપાવી મંદાકિની પડી જ રહી. તેણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. રજા મળી ત્યાં સુધી મનોહર તેની નજીક બેઠો. અંતે થાકીને નિરાશહૃદયે તે રવાના થયો. રોજ તે આવતો ને રોજ આ જ રીતે પાછો વળતો. ડૉક્ટર ને આયાએ મંદાકિનીની આશા છોડી. એ પોતાના શરીરની જરા પણ સંભાળ લેવા દેતી નહિ. મનોહર રોજ એને માટે ફળફળાદિ લાવતો. "ભાઇ નાહક પૈસા ન બગાડશો." એક દિવસ આયાએ કંટાળી એને સાફ સુણાવી દીધું, "આ બાઇ ફળફળાદિને અડતી પણ નથી. તમને ખોટું લાગે તે માટે આટલા દિવસ એ હકીકત મેં તમારાથી છૂપાવી હતી."

મનોહર ગંભીર બન્યો. છતાં એણે પૈસા બગાડયા જ કર્યા.

દશેક દિવસ પસાર થયા. એકાએક એના નસીબે યારી આપી. એક દિવસ એ રોજની માફક વિદાય થતો હતો ત્યાં આયા દોડતી એની પૂઠે આવી, "ભાઈ! ભાઈ! આજે તમે જતા ન રહેશો. આજે બેન ખૂબ જ અસ્વસ્થ છે. સવારથી તે આપનું જ સ્મરણ કરી રહ્યાં છે."

મનોહરનું મન આશ્ચર્યમિશ્રિત ઉલ્લાસે ઉભરાયું. તે અંદર દોડયો. મંદાકિનીની નજર દ્વાર પર જ ઠરી રહેલી જણાઇ. આજ દસ દિવસે મનોહરે એના વદનનું દર્શન કર્યું. તે સફેદ પૂણી જેવું બની ગયું હતું. એના વિશાળ નયનોમાં મૃત્યુની ભયંકરતા ભરી હતી. છતાંય એના અધરો પર આછેરું સ્મિત ફરકી રહ્યું હતું. મનોહરને જોઇ આજે મંદાકિનીએ મોં ફેરવી લીધું નહિ. ઉલટું એણે પોતાનો જમણો હાથ મનોહર તરફ લંબાવ્યો. છતાં મનોહર એને સ્પર્શ કરવા હિંમત કરી શકયો નહિ. તે ધીમેથી નજીક આવ્યો. પલંગ પાસે પડેલી એક બેઠક પર બેઠો. "પાસે આવો ને!" મંદાકિનીએ અજબ માગણી કરી. મનોહર એની માગણીને માન આપી પલંગ પર બેઠો.

"તે દિવસે તમે એમ કેમ બોલ્યા હતા?" મંદાકિનીએ

ઓચીંતો પ્રશ્ન કર્યો, "તમે કદી યે ખોટું બોલો એવા નથી. કહો ! તમે શું કહેવા માગતા હતા ?"

"એવી સાદી વાતનો તમે અવળો અર્થ કરશો એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું." મનોહરે ખુલાસો કરવા માંડયો, "મેં તમને મારી સાથે લગ્નગ્રંથીથી જોડાવા વિનંતિ કરી હતી." એટલું બોલતાં બોલતાં મનોહરનું વદન રાતું ચોળ બની ગયું. મંદાકિનીએ ફરી મોં ફેરવી લીધું. "મેં તમને નહોતું કહ્યું ?" અચકાતાં અચકાતાં તે બોલી.

"શું ?" મનોહરે નીચા વળી પૂછયું.

"તમે ભૂલી ગયા ?" મંદાકિની બોલી, "હું વિધવા છું. એ વાત મેં તમને પ્રથમથી જ જણાવી હતી ને ?"

"એ તો હું નથી જ ભૂલ્યો." મનોહરે સ્પષ્ટતા કરી, "તમે વિધવા હતાં છતાં ય તમને મારાં કરવા ઇચ્છા હતી."

"એવું તે બનતું હશે ?" મંદાકિની આભી જ બની ગઈ, "એ મહા પાપ ન લેખાય ?" તેણે પ્રશ્ન કર્યો.

"એમાં પાપ શાનું ?" મનોહર આગળ વધ્યો, "તમે વિધવા હો તેથી શું ?"

મંદાકિની એક ક્ષણ ભર મૌન રહી. મનોહર પણ એને પડખે મુંગો મુંગો બેસી રહ્યા. પછી મંદાકિનીએ ધીમે રહી પોતાનો હાથ લંબાવ્યો. મનોહરનો હાથ તેણે પોતાના હાથમાં લીધો. મનોહરનો સંયમ ઓસરી ગયો. મંદાના મુખકમલને બન્ને હાથે દબાવી તેણે એક વહાલસોયું ચુંબન લીધું. મંદાને કંપારી છૂટી છતાં ય ઉલ્લાસનું અનેરૂં હાસ્ય એના મુખમંડળ પર ફરકી રહ્યું.

"હું આજે આમ કેમ બોલું છું તેનું કારણ જાણો છો ?" મંદાકિનીએ વાત છેડી, "હવે હું આ સંસારમાં અવતાર લેવાની જ નથી. મને એથી ઘણું જ દુઃખ થાય છે. મેં ગંગાસ્નાન ન કર્યું હોત તો આ પૃથ્વી પર હું જરૂર પાછી

વળત. પરંતુ હવે કાંઈ ઉપાય નથી. કુંભમેળામાં ગંગાસ્નાન કરનારને મુક્તિ મળવાની જ. ઓ પ્રભુ ! હવે મારે અનંતકાળ સુધી તારા એકલવાયા સ્વર્ગમાં પૂરાઈ રહેવું પડશે ? ત્યાં મારા દિવસો કેમ જશે ? ત્યાંનો મને જરા ય ખ્યાલ નથી. મનોહર ! કહો, કહો ! મારૂં ત્યાં શું થશે ?"

"શું કહું ? મંદા !" મનોહરનું દિલ ભરાઈ આવ્યું.

"પણ હું યાત્રાએ ન આવી હોત તો મને તમારાં દર્શન પણ ક્યાંથી થાત ?" મંદાએ બીજી બાજુ રજુ કરી, "ઘેર બેઠે પણ મને કશો લાભ નહોતો."

"આજ તું આવા વિચારો કેમ કરે છે ?" મનોહરે એને બીજી વાતે વાળવા પ્રયત્ન કર્યો, એણે મંદાકિનીનું મસ્તક પોતાના ખોળામાં લીધું. "તું જરૂર સાજી થઈશ. આ જીવનમાં જ આપણે સાથે વિહાર કરીશું."

"ના. મનોહર ! તમને મારી ખબર નથી." અસ્વસ્થ બનતાં મંદાકિનીએ જણાવ્યું, "હવે મારા દિવસો ભરાઈ ચૂકયા છે. એટલે મારે મારૂં ભવિષ્ય નક્કી કરી લેવું જ જોઈએ. કહો ! મનોહર ! ગંગાસ્નાન અફળ જાય એવું એક પણ પાપ તમને ખબર છે ? મારે સ્વર્ગમાં નથી જવું. મારે નર્કમાં પણ નથી જવું. તમે દેવ છો એટલે તમને કદી યે નર્કવાસ મળવાનો નથી. મારે તો તમારી પડખે જ રહેવું છે. તમારી સાથે જ મારે અનંત સહચાર સાધવો છે. હવે કોઈ પણ સ્થળે એકલવાયા ભટકવાની મને બીલકુલ ઇચ્છા નથી."

"મંદા ! મંદા ! જરા શાન્ત થા." મનોહરે તેને સાંત્વન દેવા માંડયું, "મૃત્યુ પછી શું થશે તે મનુષ્યો કહી શકતાં નથી. માટે રહ્યો સહ્યો સમય નિરર્થક ચર્ચામાં ન ગુમાવ."

"તો કહો, હું શું કરૂં ?" મંદાએ પૂછ્યા જ કર્યું, "હવે હું જરા પણ વિચાર કરી શકું તેમ નથી. મને તમારાથી જરા પણ અળગી કરશો નહિ. મારો બધો વિચાર તમે જ કરી લો."

મધુકર ઊઠીને ખંડ બહાર ગયો. થોડી જ વારમાં ફુલહાર લઈ તે એક મિત્ર સાથે પાછો ફર્યો.

મંદા હસી. નાજુક હથેલીમાં એણે પોતાનું મસ્તક છૂપાવી દીધું. આશ્ચર્યમુગ્ધ બનેલા દર્દીઓના શંભુમેળાની સાક્ષીમાં મનોહરના મિત્રે બંનેનું પાણિગ્રહણ કરાવ્યું. બંનેના કરસંપુટ પર ફુલહાર વીંટી એમને અદ્વૈત બનાવ્યાં. મંત્રોચ્ચાર કરી એ હસ્તમિલન પર વેદોક્ત વિધિથી મહોર મારી. વરવધુએ ફુલહાર બદલ્યા. એમના લગ્નની પૂર્ણાહૂતિ થઈ.

" વિધવાઓનાં પુનર્લગ્ન આમ થાય ? " આશ્ચર્યથી મંદાકિનીએ પ્રશ્ન કર્યો.

" મંદામનોહરનાં લગ્ન આમ થાય. " આંસુમાં હાસ્ય વેરતા મનોહરે જવાબ દીધો.

દવાખાનાના ખૂણે એક ખાલી ખંડ હતો. એક રાત્રિ માટે મનોહરના મિત્રે તે માગી લીધો. મંદાકિનીને ત્યાં ખસેડવામાં આવી.

રાત્રિ પડી. બહાર વૃક્ષોની છાયા તરવરતી. છતાં ખંડમાં સંપૂર્ણ પ્રકાશ હતો. મંદાકિની પથારીમાં બેઠી હતી. પડખે એક તકિયો મૂકવામાં આવ્યો હતો. મનોહરના મુખ મંડળ સામે તે એકી ટસે જોઈ રહી હતી. શું બોલવું તે તેને સૂઝતું નહિ. મનોહર પણ એનો હાથ ઝાલી પલંગ પર જ બેઠો હતો. આંસુ રોકવા તે અથાગ પ્રયત્ન કરી રહ્યો હતો.

"એક વાત પૂછું ?" મંદાકિની બબડી," સાચ્ચો જ જવાબ આપજો. હાં ! એક યોગેશ્વરને હંસયોનિમાં અવતાર લેવો પડયો હતો. હંસનું સ્મરણ કરતાં તે અવસાન પામ્યા હતા તેથી. હું તમારૂં સ્મરણ કરતાં કરતાં મૃત્યુને ભેટીશ એટલે બીજે જન્મે હું મનોહર બની અવતરીશ. પરંતુ મારે એમ નથી કરવું. છતાં અત્યારે હું તમારા વિના બીજા કોઈનું સ્મરણ કરી શકતી નથી. કહો ! હું શું કરૂં ?"

"તું મનોહર થઈ અવતરીશ તો હું મંદા બની રહીશ." મનોહરે એને સાંત્વન આપવા પ્રયત્ન કર્યો.

"તમે એમ ભલે કહો." મંદા બોલી, "તમે મરદ છો. મહિલા જ મહિલાની ગત જાણે. એ આવું કદી ન ઇચ્છે." થાકીને તે પથારીમાં ઢળી પડી.

તાબડતોબ ડૉકટરને બોલાવવામાં આવ્યા "હવે એ લાંબુ કાઢશે નહિ" તેમણે મનોહરને સૂચના કરી, "એની અંતિમ ઇચ્છાને માન આપજો. એને જરા ય અકળાવશો નહિ."

મનોહર ઘડી ભર બહાર ગયો. આયા મંદા પાસે બેઠી. પરંતુ મનોહર બહાર ઝાઝું ટકી શકયો નહિ. મંદાની નજર દ્વાર તરફ જ ઠરી રહી હતી. તુરત જ મનોહર પાછો ફર્યો. "મંદા! જરા ઉંઘવા પ્રયત્ન કર ને." મનોહરે વહાલસોયા વચને વિનવણી કરી.



મંદાકિનીએ મનોહરનો હાથ પોતાના હાથમાં લીધો. "ના, ના." તેણે ધીમો વિરોધ દાખવ્યો, "હવે મને ઊંઘવાનું કહેશો જ નહિ. એક વાર નયન મીંચાશે તો ફરી ઉઘડશે જ નહિ. હવે તમે પણ અહીં જ બેસો. મને તમારી સામે જ જોઈ રહેવા દો. હવે હું જરા પણ ભૂલી પડી ફરીથી ભ્રમણે ચઢવા માગતી જ નથી. પરલોકમાં લાંબા કાળથી કોઈ મારી વાટ જોઈ રહ્યું છે. હું એમને યાદ પણ કરી શકતી નથી. એટલે મને ત્યાં જવા બીલકુલ મન થતું નથી. હું જરૂર પાછી આવીશ. તમારાં સ્મરણો એક હું ક્ષણ પણ ભૂંસી શકું તેમ નથી. આ જગતમાં પલકમાં જ પાછું વળાય એવો કોઈ માર્ગ બતાવશો?"

મનોહરે આંસુભર્યા અવાજે કાંઈ કહેવા પ્રયત્ન કર્યો. મંદાએ ભાગ્યે જ એનાં વેણ સાંભળ્યાં. તે લવ્યા જ કરતી. "હું હમણાં જ પાછી આવું છું. ત્યાં કોઈ છે. મને એમની બીક લાગે છે. મારે એમને મળવું જ નથી."